| | |
|---|---|
| ગૃહ, ગૃહિણી અને ગૃહસ્થ | ૧-૮ |
| જીવનની કલા ... ... | ૦-૧૨ |
| કુરખુ અને બરખુ ... | ૦-૬ |
| ધાણીચણા ... ... | ૦-૪ |
| બાળકોનો આનંદ .. | ૦-૩ |
| બાળકોની રીતભાત ... | ૦-૪ |
| બાળકોના આચાર ... | ૦-૪ |
| સદ્બોધવાટિકા... ... | ૦-૩ |
| પ્રૌઢ વાચનપોથી ... | ૦-૪ |
| પ્રૌઢ વાચનપૂર્તિ ... | ૦-૪ |
| શિશુસાથી-૧, ૨, ૩ દરેકના | ૦-૨ |
| દેશપાઠો ... ... | ૦-૪ |
| કાકાનો સંજય ... ... | ૧-૧૨ |
| રાજર્ષિ ... ... ... | ૨-૦ |
| વસંતનું આગમન ... | ૦-૪ |
| આકાશના તારા ... | ૦-૬ |
| અમારા માધવકાકા .. | ૦-૩ |
| સૌથી પહેલા દાદાજી ... | ૦-૬ |
| કુણાલ ... ... | ૦-૮ |
| ભીમભાઈનું પહેરણ ... | ૪-૦ |

## નવલકથા-વાર્તાસંગ્રહ

| | |
|---|---|
| લાખેણી વાતો ... ... | ૨-૦ |
| મંગળ વાતો ... ... | ૨-૦ |
| દિવ્ય વાર્તાઓ ... ... | ૧-૦ |
| આળાં હૈયાં ... .. | ૨-૦ |
| માણસાઈની વાતો... ... | ૨-૦ |
| રંગમેળો ... ... | ૧-૮ |
| આદર્શ દૃષ્ટાંતમાળા (બે ભાગમાં) | ૫-૦ |
| ટૂંકી વાર્તાઓ-ગ્રંથ ૧લો... | ૨-૮ |
| ટૂંકી વાર્તાઓ-ગ્રંથ ૨જો... | ૨-૮ |
| ટૂંકી વાર્તાઓ-ગ્રંથ ૬ઠ્ઠો ... | ૨-૮ |
| ગુલાબસિંહ ... ... | ૪-૦ |
| વનરાજ ચાવડો ... ... | ૨-૮ |
| ઇન્સાન મિટા દૂંગા અને બીજી વાતો ... ... | ૧-૪ |
| ઇતિહાસને અજવાળે ... | ૦-૧૨ |
| જાપતીઓટ ... ... ... | ૨-૦ |
| સંગમ ... ... | ૨-૦ |
| જીવનરંગ ... ... | ૧-૮ |
| બનાવટી ફૂલો .. ... | ૧-૦ |
| અત્તરના દીવા ... ... | ૧-૮ |
| રંગ અને દીવા ... ... | ૧-૮ |
| માટીની મૂર્તિઓ ... ... | ૦-૧૨ |
| અક્ષયપાત્ર ... ... | ૧-૮ |
| અંધારી રાતે ... ... | ૦-૧૨ |
| રાખની ઢગલી ... ... | ૦-૧૦ |
| ગામડું બોલે છે ... ... | ૦-૧૦ |
| જીવનપરિવર્તન ... | ૦-૧૦ |
| પટલાઈના પેચ ... ... | ૧-૮ |
| જીવનસુવાસ ... ... | ૧-૮ |
| પલટાતા રંગ ... ... | ૧-૮ |
| અદાલતને આંગણે ... | ૧-૮ |
| સોનાનો સૂરજ ... ... | ૧-૪ |
| મીરાં દાસી જનમજનમકી | ૦-૧૨ |
| વિક્રમની વાતો . ... | ૨-૮ |
| પાંચ લોકકથાઓ ... ... | ૧-૮ |
| વૈતાલની વાતો ... ... | ૧-૮ |
| સંત બળરામ અને પતિતા... | ૦-૧૦ |
| કમળકુમાર ... ... | ૦-૧૨ |
| ગુજરાતમાર ... ... | ૦-૧૦ |
| સુંદર કામદારની વાર્તા ... | ૦-૧૨ |
| બરાસ-કસ્તૂરી .. ... | ૦-૮ |
| નંદબત્રીસી ... ... | ૦-૫ |
| મદન-મોહના ... ... | ૦-૪ |
| દુષ્યંત ને શકુંતલા . ... | ૦-૬ |
| ધાવણની ધાર ને બીજી વાતો | ૦-૩ |
| કેરીની મોસમ ને બીજી વાતો | ૦-૫ |

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# નરસિંહ મહેતાનાં ભજનો

[ ચૂંટેલાં ૧૮૮ પ્રચલિત ભજનોનો સંગ્રહ ]



સંપાદક:

ન્યાયમૂર્તિ શ્રી હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટિયા



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨



બાર આના

પ્રભાતિયાં તો નરસિંહનાં જ.
મીરાનાં ભજનોમાં સ્ત્રીકવિની
સુમધુર સુકુમારતા પમરે છે,
જૂનાં નાણુાંની પેઠમ. એમ જૂનાં
ભજનોમાંય સોનુંરૂપું વધારે છે.

—ન્હાનાલાલ દ. કવિ

મુદ્રક અને પ્રકાશક: ત્રિભુવનદાસ ક૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ :: અમદાવાદ

# નિવેદન

આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. આગલી આવૃત્તિ પ્રસંગે અપાયલું નિવેદન થોડા ફેરફાર સાથે નીચે આપ્યું છે.

'મીરાં અને નરસિંહ' એ નામનો એક સંગ્રહ સંવત ૨૦૦૨માં આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલો. તે ખલાસ થતાં 'નરસિંહ મહેતાનાં ભજનો' અને 'મીરાંબાઈનાં ભજનો' નવેસરથી સંપાદન કરીને જુદાં જુદાં પુસ્તકોરૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં.

જગતના અનેક મહાત્માઓએ પોતાના આધ્યાત્મિક અનુભવો જગત-કલ્યાણની અનુકંપાને લીધે ઉપદેશ, ભજનો, મંત્રો, પદો ને કાવ્યના રૂપમાં દર્શાવ્યા છે. આવા કેટલાય સંતોનાં નામ પણ આજે નથી મળતાં; તો પછી તેમનાં જીવનવૃત્તાંતોની તો વાત જ ક્યાં રહી?

જે શાશ્વત છે, જે જીવનનું જીવન છે; તે આત્માની સ્ફુરણા ઈશ્વરકૃપાથી સિદ્ધો, ભક્તો અને મહાત્માઓને સહજ પ્રાપ્ત થાય છે અને પ્રેમ, ભક્તિ અને જ્ઞાનના અનુભવોના નિચોડરૂપ તેમના ઉદ્ગારો સેંકડો વર્ષો સુધી લાખો માણસોને માર્ગદર્શક અને પ્રેરણાદાયી થઈ પડે છે.

પંદરમા સૈકામાં થઈ ગયેલા એવા એક મહાન ભક્તના ઉદ્ગારો આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે. મહાગુજરાતના દરેક ખૂણામાં—દરેક ગામડામાં સ્ત્રીઓ અને પુરુષોને મોઢે મહાન ભક્ત નરસિંહ મહેતાનું નામ રોજ લેવાય છે. તેમનાં જાણીતાં ભજનો હરિકથા, ભજનમંડળીઓ વગેરેમાં બોલાય છે. હિંદુસ્તાનની પ્રજાના જીવનમાં ઉચ્ચ સંસ્કાર રેડતાં તેમનાં અર્થગાંભીર્યવાળાં પણ સાદાં પદો અનેક જગ્યાએથી ભેગાં કરીને બનતા સંશોધન સાથે આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે.

'મીરા અને નરસિંહ'ની પહેલી આવૃત્તિ પ્રસંગે ના. જસ્ટિસ હરસિદ્ધભાઈ દિવેટિયાએ અભ્યાસપૂર્ણ આમુખ લખી આપેલો, તે આ પછીનાં પૃષ્ઠોમાં આપ્યો છે, તે વાંચી જવા વાચકબંધુઓને વિનંતિ છે.

સંતોની વાણી અને ઉપદેશના આ સંસ્થાએ પ્રસિદ્ધ કરેલા ગ્રંથોમાં આ પુસ્તકથી અગત્યનો ઉમેરો થાય છે,' એમ અમારું માનવુ છે.

મુંબઈ,
તા. ૨૧-૧૧-'૫૫

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

# આમુખ

('મીરાં અને નરસિંહ'ની પહેલી આવૃત્તિમાંથી)

ગુજરાતની આમપ્રજામાં સસ્તા મૂલ્યે ધાર્મિક, અર્થવિષયક, સામાજિક, આયુર્વેદિક, સાહિત્યાત્મક તેમજ ઐતિહાસિક સાહિત્યનો બહોળો પ્રચાર કરનાર 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ના હાલના પ્રેરક અને સંચાલક શ્રીયુત મનુ સુબેદારે નરસિંહ મહેતા અને મીરાંબાઈનાં જ્ઞાન અને ભક્તિનાં પદોના સંગ્રહને જોઈ જવા અને તેનો આમુખ લખવાનું મને આમંત્રણ આપ્યું તેનો સ્વીકાર કરતાં મને આનંદ થાય છે.

નરસિંહ મહેતા અને મીરાંબાઈ બન્ને ભક્તકવિઓ ગુજરાતના હૃદયમાં ચિરંતન સ્થાન પામેલાં છે. છેલ્લાં પાંચેક સૈકાંથી તેમની પ્રાસાદિક વાણી ગુજરાતમાં ઘેર ઘેર ગુંજતી રહી છે. બન્ને કવિઓનાં પદો ગુજરાતમાં ઘણાં કુટુંબોમાં પ્રભાતિયાંરૂપે તેમજ ભક્તમંડળીઓમાં ભજનોરૂપે ગવાય છે, એ જ આ કવિઓની રસપૂર્ણ કવિતાનાં પ્રતાપ અને અનન્ય લોકપ્રિયતા દર્શાવે છે.

પણ અત્યંત લોકપ્રિયતા પામેલી આ બન્ને કવિઓની કૃતિઓના સર્જન વિષે ઉગ્ર મતભેદ ઉત્પન્ન થયો છે. નરસિંહ–મીરાંએ નહિ આલેખેલાં એવાં સંખ્યાબંધ પદો એ બન્નેને નામે ચડી ગયાં છે એ વાત નિઃશંક છે. 'ગોવિંદ-ગમન' નરસિંહ મહેતાનું નહિ જ, અમુક પદો એનાં નહિ જ, મીરાંનાં નહિ, એવી એવી શંકાઓ આપણા સાહિત્યના રસમીમાંસકોમાં ક્યારનીયે ઉદ્ભવ પામી છે. આવી પરિસ્થિતિમાં આ બન્ને કવિઓનાં પદોના સંગ્રહકારને સૂક્ષ્મ દૃષ્ટિથી સંશોધક અને સંપાદક થવું પડે. એમ ન થવાય તો 'ગતાનુગતિક' ન્યાયે કવિઓએ પોતે ન આલેખેલાં એવાં પદો એમને નામે જ લોકમાં પ્રચલિત રહે. પ્રસિદ્ધ થયેલા નરસિંહ મહેતાના પદસંગ્રહોમાં આવાં પદો એકસાથે સેળભેળ થઈ ગયાં છે અને એમ જ થતાં જાય છે. મીરાંનાં પદોની પણ એ જ સ્થિતિ છે. ગુજરાતી, હિંદી, મરાઠી કે અન્ય હિંદી ભાષાઓમાં જે જે પ્રકાશકોએ મીરાંનાં પદ પ્રસિદ્ધ કર્યાં છે, તેમાં આ સ્થિતિ ચાલુ જ રહી છે. આ નીરક્ષીરને જુદું પાડવાનું વિકટ કાર્ય કોઈ હંસવિવેચકને માથે રહેલું જ છે. નરસિંહ અને મીરાંની કૃતિઓની જૂનામાં જૂની હસ્તલિખિત પ્રતો એકઠી કરવાની છે. સંપાદનના કાર્યને હાલના વિકસિત પાઠ્યશાસ્ત્રના વિવેચન-(ટેક્સ્ચ્યુઅલ ક્રિટિસિઝમ)ના પ્રત્યેક સૂત્રની કસોટીએ ચડાવી તેનું સંશોધન કે સંપાદન કરવાની ખાસ જરૂર છે.

નરસિંહ મહેતાના જન્મજીવનનાં વર્ષો કયાં કયાં હતાં? કૃષ્ણ-ભક્તિની એમની કવિતાની જ્વાળાઓ ક્યાંથી પ્રકટી? આ પ્રશ્નો પણ ગુજરાતના અગ્રગણ્ય વિવેચકોએ ચર્ચ્યાં છે, તેની પુનરુક્તિ કરવાનું અહીં અસ્થાને છે, પણ નરસિંહ-મીરાંનાં કાવ્યની ભાષાનું વાસ્તવિક સ્વરૂપ કેવું હતું એ પ્રશ્ન સહેજ છેડવા જેવો છે.

ઉપર ઉલ્લેખેલી લોકપ્રિયતાએ નરસિંહના યુગની ભાષામાં ઉત્તરોત્તર ફેરફાર કરી આપણી જૂની ગુજરાતી ભાષાને આધુનિક ભાષા કરી દીધી છે એ હકીકત તો સાચી જ છે; કારણ કે નરસિંહ મહેતા પછીના ભાલણની 'કાદંબરી'ની ભાષા નરસિંહની ભાષા જેટલી લોકપ્રિયતા નહિ પામીને તેના અમલ ને તે કાળે બોલાતા વાસ્તવિક સ્વરૂપમાં સચવાઈ રહી છે. આ દૃષ્ટિએ નરસિંહ મહેતાની ભાષાનું સ્વરૂપ વાસ્તવિક આ હોવું જોઈએ :

'મોગરે શ્યૂ રે મોહી રયો મોહના? હાર (તૂ) આપિ, યશક્ષાત્ય વાધિ;
કિહિશિ, 'ગુણ ગાતાં નાગરનો ન હવો,' ત્રીકમ' તુહિને કો નહિં આરાધે.
સારી પાંતીનો થાશિ ઘણી સર્વકો, દીપતૂં દેખશિ ત્યહાં મલશિ;
મૃત્યુ (ના) ભઈ નરસિંઓ બીહતો નથી, તાહરા દાસના ચિત્ત ચલશિ;
માહરિ મન્ય વિશ્વાસ છે, વીઠલા' આપશો હાર (નિં) આનંદ થાશિ;
ભણિ નરસિંઓ, (નિજ) ભક્ત ઊગારવા તુજ વ્યના વ્યાહરિ કૂણ ધાશિ.

શ્રી. કેશવરામ શાસ્ત્રી સંપાદિત હારમાળા, પદ ૫૩

આ જ પદ અન્ય સ્થળે પ્રસિદ્ધ થયેલું જોઈએ :

મોગરામાળે શું મોહી રહ્યો મોહના, હાર આપો જશખ્યાત વાધે;
કહેશે નાગરો કોહનું નામ ગાતો હતો, કૃષ્ણ, તુજને કોઈ નહિ આરાધે. મોગ૦
સારી પંક્તિતણા લોક સર્વે મળ્યા, સહાય કરશો તેની પાસ થાશે;
મૃત્યુના ભય થકી નરસૈયો નવ બિયે, પણ તારા જશ જગદીશ જાશે. મોગ૦
રજની તો વહી ગઈ, રાત થોડી રહી, જોત તો ઝાંખી થઈ ગઈ દીવાની;
કેશવા, કંઠથી માળ અળગી કરો, પ્રેમે આરોપો નરસૈંની કમાણી. મોગ૦

સંપાદક: ઇચ્છારામ દેસાઈ, નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ

આ સંબંધી નરસિંહ મહેતાની ભાષાનો આટલો ઉલ્લેખ બસ થશે. હવે મીરાંની ભાષા જોઈએ. મીરાંનાં પદોની ભાષા તેના કાળની ડૉક્ટર ટેસિટોરી જેને 'પશ્ચિમ રાજસ્થાની' કહે છે, તે હતી. મેવાડનાં એ વિધવા યુવરાજ્ઞીએ તે કાળની એ પશ્ચિમ રાજસ્થાનીમા જ પોતાનાં પદો ગાયાં છે. મીરાંનાં પ્રસિદ્ધ થઈ ઉપલબ્ધ થયેલાં પદો હાલ હિંદીમાં, હિંદી-ગુજરાતીમાં યા તો ગુજરાતીમાં છે. એક મત એવો છે કે મીરાંએ માત્ર હિંદીમાં જ લખ્યું હોય પણ ઉત્તર-વયમાં અવસાન પર્યંત દ્વારકાનિવાસ સ્વીકારી એમણે હિંદી-ગુજરાતી યા

ગુજરાતીમાં પણ લખ્યું હોય એવો બીજો એક મત પ્રચલિત છે. આ બે મતનું સમાધાન એમ થઈ શકે કે (૧) એક તો મીરાં ને તેનાં પદો રાજસ્થાન અને ગુજરાત બન્નેમાં લોકપ્રિય સાથે સાથે જ થયાં; અને (૨) બીજું ગુજરાતની સીમાઓ તે કાળે રાજસ્થાનનો સમાવેશ કરે એટલી વિસ્તૃત હતી. પશ્ચિમ રાજસ્થાનીના અને જૂની ગુજરાતીના સ્વરૂપની એકરૂપતાનું આ કારણ હોય. પશ્ચિમ રાજસ્થાની કે જૂની ગુજરાતીમાં લખાયેલી મીરાંની લોકપ્રિય કવિતાનું હિંદીઓ ઉત્તરોત્તર હિંદીકરણ અને ગુજરાતીઓ ગુજરાતીકરણ કરતા ગયા. મીરાંબાઈની કવિતાની ભાષાનું આમ ભાષાંતર અને સ્વરૂપાંતર થતું આવ્યું લાગે છે.

## નરસિંહ મહેતા અને મીરાંનાં જીવનચરિત્રો

નરસિંહ મહેતા અને મીરાંબાઈ એ બન્નેના જીવનચરિત્રોને દંતકથાઓ, ચમત્કારો અને કિંવદન્તીઓએ ગૂઢ પટાંતરોમા ઢાંકી દીધા છે. ઐતિહાસિક દૃષ્ટિને આવરતા આ ધુમ્મસમાં એ જીવનોમાં અદ્ભુતતા ને દૈવી ચમત્કારો ભારોભાર ભરી દીધાં છે. લોકવાણી અને દંતકથાઓએ નરસિંહ મહેતાના જીવનને જેમ દૈવી કરી મૂકી કૈલાસપતિ શિવ સાથે ભેટાડી તેમની મારફત વૃંદાવનના સદા વિહારી કૃષ્ણ–ગોપીઓની રાસલીલા આગળ મશાલ ધરી સખી બનાવ્યા છે, તેમ મીરાંબાઈને કુંભાનાં રાણી બનાવ્યાં છે. કુંભારાણા મારફત જ એમના પર જુલમની ઝડીઓ વરસાવડાવી છે. એમના જીવનને પણ નરસિંહ મહેતાની પેઠે દંતકથાઓ અને દૈવી ચમત્કારોથી ભરપૂર કર્યું છે. લોકકલ્પનાને આંજી નાખતા આ ચમત્કારિક ઐતિહાસિક ધુમ્મસમાથી નરસિંહ મહેતા અને મીરાંનાં જીવનચરિત્રોની રૂપરેખા સંશોધિત ઐતિહાસિક સાધન–સામગ્રી દ્વારા કંઈક નીચે પ્રમાણે દોરી શકાય:

### ૧. નરસિંહ મહેતા (આશરે વિ. સં. ૧૪૭૦–૧૫૬૬)

નરસિંહ મહેતાનું જન્મસ્થળ જૂનાગઢ. જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા. એમના પિતાનું નામ કૃષ્ણદાસ અને માતાનું નામ દયાકુંવર. નરસિંહના ત્રીજા વર્ષે એમના પિતા અને અગિયારમે વર્ષે એમનાં માતા ગુજરી ગયાં હતાં. કાકા પર્વતદાસને ત્યાં એ ઊછરીને મોટા થયા હતા. કાકાનો સ્વર્ગવાસ થતાં એ એમના પિત્રાઈ ભાઈ બંસીધરના આશ્રિત થયા. સત્તર વર્ષની ઉંમરે માણેકબાઈ સાથે એમનાં લગ્ન થયાં. એમનાં સંતાનોમાં બે–કુંવરબાઈ અને શામળદાસ. વિદ્યાર્થી અવસ્થામાં મહેતા ઠોઠ ગણાતા. એ સાધુ–સંતોના ટોળામાં બેસી ભજનો સાંભળતા, ગીત ગાતા અને નૃત્ય પણ કરતા. સંસાર–વ્યવહાર તરફ એ ઉદાસીન રહેતા, છતાં પ્રભુમાં એમને અટળ શ્રદ્ધા હતી.

મહેતાના જીવનપ્રસંગોમાં મુખ્ય હાર, હૂંડી, મોસાળું, વિવાહ અને શ્રાદ્ધ. એમનાં કાવ્યોમાં એમને કૃષ્ણે રા'માંડલિકની ભરસભામાં હાર પહેરાવ્યો છે. એમની લખેલી હૂંડી દ્વારકામાં સ્વીકારાઈ છે. પુત્રીનું મામેરું એમણે વગર દોકડે કૃષ્ણની સહાયતાથી કર્યું છે શામળદાસના વિવાહમાં પ્રભુએ જાતે એમને મદદ કરી છે. પિતાનું શ્રાદ્ધ એમણે કૃષ્ણની સહાયથી ગૃહસ્થની રીતે સાર્યું છે. નરસિંહ મહેતાએ એમનાં પદોમાં આ અંગત પ્રસંગો રસપૂર્વક આલેખ્યા છે અને ગુજરાતે એ સ્નેહપૂર્વક આજ સુધી સ્મરી રાખ્યા છે.

નરસિંહ મહેતાના જીવનમાં કરુણતાની ગાઢ છાયાઓ છે. એમનાં પત્ની અકાળે મરણ પામ્યાં, યુવાન શામળદાસ પણ અકાળે મરણ પામ્યા. કુંવરબાઈ વિધવા થઈ. ઘરમાં વિધવા પુત્રવધૂ અને વિધવા પુત્રી રહી. કુંવરબાઈના સીમંતસંસ્કારનું મોસાળું એ પણ મહેતાજીના ગરીબ જીવનનો કરુણ પ્રસંગ છે. મહેતાના ભક્તજીવનમાં આ કરુણરસ જ્યાં ત્યાં ટપકી રહ્યો છે. ભક્તને વળી રા'માંડલિકે સતાવવામાં પણ બાકી રાખી નહોતી.

છતાં મહેતાજીની પ્રભુ પર શ્રદ્ધા અચળ છે. એની જ ભક્તિમાં એ જીવનભર રચ્યાપચ્યા રહ્યા છે.

મહેતાનો સ્વર્ગવાસ એમના છાસઠમે વર્ષે થયો કહેવાય છે.

## નરસિંહ મહેતાની કાવ્યકૃતિઓ

હૂંડી, હાર સમયનાં પદો, ગોવિંદગમન, ચાતુરીષોડશી, છત્રીશી પદો, પ્રભુની ભક્તિ ને જ્ઞાનનાં પદો, બાળલીલા, રાસલીલા, દાણલીલા, સહસ્રપદી રાસ, દ્વાદશ માસ, શામળદાસનો વિવાહ, કૃષ્ણજન્મની વધાઈનાં પદો, સત્યભામાનું રૂસણું, સુદામાચરિત્ર, હિંડોળાવસંત, શ્રીશૃંગારમાળા, સુરતસંગ્રામ, ફેરબારેખતાનાં પદો, આઠ વાર વગેરે ઉપરાંત છૂટક પદો.

નરસિંહ મહેતા પરમ વૈષ્ણવ હતા. વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગનો સંપ્રદાય હજી ગુજરાતમાં પ્રવેશ્યો નહોતો. નરસિંહ મહેતાની વૈષ્ણવ ભક્તિમાં 'શ્રીમદ્ ભાગવત' અને જયદેવના 'ગીતગોવિંદ'ની અસર સ્પષ્ટ જણાય છે.

શ્રીકૃષ્ણના સમયથી જ ગુજરાતનું ધાર્મિક જીવન ભક્તિપ્રધાન રહેલું છે અને તેને ટકાવી રાખવામાં નરસિંહ મહેતાની ભક્તિરસથી ભરેલી કવિતાનું અગ્રસ્થાન છે. આ સ્થાન તે માત્ર તેના ભક્તિરસને લીધે નહિ, પરંતુ તેની કવિતામાં ભક્તિરસ તેમ જ તત્ત્વજ્ઞાન છે; મીરાંબાઈમાં માત્ર ભક્તિ છે; નરસિંહ મહેતાની કવિતામાં ભક્તિ અને તત્ત્વજ્ઞાનનો સુંદર સમન્વય છે અને તેને લીધે તે હૃદય અને બુદ્ધિ બંનેને સ્પર્શે છે. ગુજરાતનો આ આદિ કવિ આપણા સાહિત્યજીવનના અંત સુધી તેનો જ્યોતિર્ધર રહેશે.

## ૨ : મીરાંબાઈ (વિ. સં. ૧૫૬૩-૧૬૦૪)

મીરાંબાઈ રાઠોડોના અંગભૂત મેડતિયા રજપૂત રાવ દૂદાજીના પુત્ર રત્નસિંહનાં પુત્રી થતાં હતાં. જયમલ રાઠોડ એના પિત્રાઈ ભાઈ અને નાનપણના સાથી હતા.

ચિત્તોડના ગુહિલોત રાણા સંગ(સંગ્રામસિંહ)ના યુવરાજ ભોજરાજ જોડે મીરાંનાં વિ. સં. ૧૫૭૬માં લગ્ન થયાં હતાં. આઠ વર્ષનું સૌભાગ્યવંતું સહજીવન ગાળી વિ. સં. ૧૫૮૪માં એ વિધવા થયાં.

રાવ દૂદાજી પરમ વૈષ્ણવ હતા. એમના જ ભક્તિમય વાતાવરણમાં મીરાંનું બાલજીવન ઘડાયાથી એ કુમળી વયમાં કૃષ્ણભક્તિ તરફ પ્રેરાયાં હતાં. પહેલાંના દૃઢ ભક્તિ–સંસ્કારોએ મીરાંના વૈધવ્યજીવનને વધારે ભક્તિમય ને નિર્મળ બનાવ્યું હતું.

આ કાળે મુગલવંશસ્થાપક બાબર દિલ્હીની ગાદી ઉપર આવી ગયો હતો. ચિત્તોડની પડતી થઈ. મીરાના વડીલો રણસંગ્રામમાં ખપી ગયા. મીરાંનો દિયર–રાણો વિક્રમાદિત્ય ગાદીપતિ થયો. પોતાના સાધુજીવનને ભક્તિમાં ગાળતાં મીરાં પ્રત્યે એ દિયરધર્મ વીસરી ઊલટો સતાવવા લાગ્યો. મીરાંને માટે એણે ઝેર મોકલ્યુ, તે પણ મીરાં પી ગયાં કહેવાય છે. આ જ રાણાના સંબંધમાં મીરાંએ પોતાનાં પદોમાં સંબોધનો કરી ઘણુંએક પદો લખ્યાં છે.

રાણા વિક્રમાદિત્યની ચાલુ પજવણીઓએ મીરાંને આખરે મેવાડનો ત્યાગ કરાવ્યો. બાલકૃષ્ણની જન્મભૂમિ વ્રજમાં–મથુરા, વૃંદાવન, ગોકુલમાં–યાત્રા કરી એ કૃષ્ણના ઉત્તર જીવનકાળના ધામ દ્વારકામાં છેવટે આવી રહ્યાં.

આ વખતે ચિત્તોડમાં નવા નવા ઉપદ્રવો ઉત્પન્ન થવા લાગ્યા. પ્રજામાંના ડાહ્યાઓએ રાણાજીના મન પર ઠસાવ્યું કે મીરાં જેવી સાધ્વીની તમે પજવણી કરી તેથી આપણા ઉપર આ દૈવી કોપ ઊતર્યો છે, તો એમને પાછાં તેડાવો. રાણાએ બ્રાહ્મણો મોકલી મીરાંને પાછાં ચિત્તોડ આવવા વિનતિ કરી. મીરાંબાઈએ જવા ના કહી તો બ્રાહ્મણોએ લાંઘણ આદર્યું. મીરાંની-માનસિક વેદનાની આ કપરી કસોટી હતી. 'કૃષ્ણ કૃષ્ણ' કરતાં જ મીરાંનું આ વખતે અવસાન થયુ. એ કૃષ્ણમાં સારૂપ્ય મુક્તિ પામ્યાં.

ગુજરાતે મીરાંબાઈને રાજસ્થાની નહિ પણ ગુજરાતી જ ગણી લીધી. એનાં ભક્તિકાવ્યોને પોતાના ધાર્મિક સાહિત્યમાં સ્થાન આપી એનું નામ અમર કર્યું.

હરસિદ્ધભાઈ વ૦ દિવેટિયા

# અનુક્રમ

# નરસિંહ મહેતાનાં ભજનો

૧

[ રાગ આશાવરી ]

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે. વૈષ્ણવ૦
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે. વૈષ્ણવ૦
સમદૃષ્ટિ અને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈષ્ણવ૦
મોહ માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે. વૈષ્ણવ૦
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યાં રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ ઈકોતેર તાર્યાં રે. વૈષ્ણવ૦

૨

[ રાગ વેરાવળ ]

સુખદુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. સુખદુઃખ૦
નળરાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખદુઃખ૦
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયને નિદ્રા ન આણી. સુખદુઃખ૦
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહાદુઃખ પામી. સુખદુઃખ૦
રાવણ સરખો રાજિયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લૂંટાણી. સુખદુઃખ૦

હરિશ્ચંદ્ર રાય સતવાદિયો, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખદુઃખ૦
શિવજી સરખા સતા નહીં, જેની પાર્વતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખદુઃખ૦
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે, મહેતા નરસૈયાના સ્વામી. સુખદુઃખ૦

૩

[ રાગ પ્રભાત ]

નાનું સરખું ગોકળિયું મારે, મારે વિઠ્ઠલે વૈકુંઠ કીધું રે;
બ્રહ્માદિકને સ્વપ્ને ન આવે, આહીરને દર્શન દીધું રે. નાનું૦
ખટદર્શને ખોળ્યો ન લાધે, વેદ પુરાણ એમ ગાયે રે;
અવનવી લીલા વૃંદાવનમાં, વન વન ધેન ચરાવે રે. નાનું૦
પુરુષોત્તમ લીલા અવતારી, દેહ ધર્યા અવિનાશી રે;
કર જોડીને કહે નરસૈયો, ગોવાળિયા વૈકુંઠવાસી રે. નાનું૦

૪

[ રાગ કેદારો ચરચરી ]

આવડી રાઢ શી વિઠ્ઠલા તુજને, ગગનથી ઇંદુ કેમ આપું આણી ?
કુંવર કાંઈ નવ લહે, વાત અભિનવી કહે, નોહે કોય ટાપરું ગોળધાણી. આવડી૦
આંખે આંસુ ઢળે, ઇંદુ[૧] દેખી ચળે, ટળવળે માતા ને માન માગે;
રેહે રેહે રોતો, શું રે જોતો ઘણું, રમવા રમકડાં છે રે બોહ આગે.[૨] આવડી૦
ઇંદુ થયો અસ્ત ને રહે નહીં રાખતાં, દધિસુત[૩] પ્રગટ કરી આણી આપે;
નરસૈયાનો સ્વામી માખણે ભોળવ્યો, સકળ વૈભવતણો બંધ કાપે. આવડી૦

૫

[ રાગ પ્રભાત ]

જસોદા તારા કાનુડાને, સાદ કરીને વાર રે;
આવડી ધૂમ મચાવે વ્રજમાં, નહીં કોઈ પૂછણહાર રે. જસોદા૦
શીકું તોડ્યું ગોરસ ઢોળ્યું, ઉઘાડીને બાર રે;
માખણ ખાધું ઢોળી નાખ્યું, જાન[૪] કીધું આ વાર રે. જસોદા૦

૧ ચંદ્ર. ૨ પાસે–મોઢા આગળ. ૩ ચંદ્ર. ૪ નુકસાન.

૯

.મારા વા'લાજી તું તારા બિરદ સામું જો
અને ન જોઈશ કરણી અમારી રે.
અજામેળ અપરાધી ઓધાર્યો, ગજગ
ત્રાગડે ત્રાગડે ચીર જ પૂર્યાં, તો પત રા
ઇંદ્રતણે અપરાધ રે અહલ્યા, તે શાપે શલ્ય
ચરણ છળ્યા રઘુનંદન કેરા, તો ભર રે જોબ.
પ્રહ્લાદ કારણ થંભ ધગાવ્યો, માંય પ્રગટ્યા છે દેવ મુરારિ રે;
હરિએ હિરણ્યાકંસ નખે વધાર્યો, પ્રહ્લાદ પોતાનો જાણી રે. તું૦
અનેક ભક્ત તમે આગે ઓધાર્યા, નેં ઓધાર્યા અધિકારી રે;
ભણે નરસૈયો બેઉ કર જોડી, તો અમને છે આસ તમારી રે. તું૦

૧૦

[ ગરબો ]

જી રે આજની ઘડી તે રળિયામણી રે; (ટેક)
મારો વા'લોજી આવ્યાની વધામણી રે. જી રે આજની૦
જીરે તરિયા તોરણ તે બંધાવિયાં રે;
મારા વા'લાજીને મોતીડે વધાવિયા રે. જી રે આજની૦
જી રે કંકુ કેસરની ગાર કરાવી મેં રે;
ઝીણી કસ્તૂરીની ચોકડી પડાવિયે રે. જી રે આજની૦
જી રે લીલા પીળા તે વાંસ વઢાવિયે રે;
મારા વા'લાજીનો મંડપ રચાવિયે રે. જી રે આજની૦
જી રે પૂર્યો પૂર્યો સુહાગણ સાથિયો રે;
વા'લો આવે મલપતો હાથિયો રે. જી રે આજની૦
જી રે ગંગા જમુનાનાં નીર મંગાવિયે રે;
મારા વા'લાજીના ચરણ પખાળિયે રે. જી રે આજની૦
જી રે સોનારૂપાની થાળી મંગાવિયે રે;
માંહે ચમકતો દીવડો મેલાવિયે રે. જી રે આજની૦
જી રે તન મન ધન ઓવારિયે રે;
મારા વા'લાજીની આરતી ઉતારિયે રે. જી રે આજની૦

હરિશ્ચંદ્ર રાં રસ વાધ્યો છે અતિ મીઠડો રે;
તેને શિં ત્યાં નરસૈયાનો સ્વામી દીઠડો રે. ૭ રે આજની૦

૧૧

[ ગરબી ]

હાં રે દાણ માંગે રે દાણ માંગે. (ટેક)
હાં રે તારી મોરલીના બોલ–વાગે રે દાણ માંગે, હાં રે૦
હાં રે કાન કિયા મુલકનો સૂબો, હાં રે મારા મારગ વચ્ચે ઊભો રે.
દાણ માંગે, હાં રે૦
હાં રે કાન કિયા મુલકનો રસિયો, હાં રે મારા મારગ વચ્ચે વસિયો રે.
દાણ માંગે, હાં રે૦
હાં રે કાન કિયા મુલકનો દાણી, હાં રે મારી નવરંગ ચૂંદડી તાણી રે.
દાણ માંગે, હાં રે૦
હાં રે કાન કિયા મુલકનો મહેતો, હાં રે મારા મારગ વચ્ચે રહેતો રે૦
દાણ માંગે, હાં રે૦
હાં રે કાન જળ જમુનાને આરે, હાં રે એમાં કોણ જીતે કોણ હારે રે!
દાણ માંગે, હાં રે૦
હાં રે કાન નથી સાકર, નથી મેવા, હાં રે ખાટી છાશમાં શું આવ્યો લેવા રે!
દાણ માંગે, હાં રે૦
હાં રે મે'તા નરસૈયાના સ્વામી મુરારિ, હાં રે તમે લૂંટો મા દાડીદાડી રે૦
દાણ માંગે, હાં રે૦

૧૨

[ રાગ જંગલો ]

નારાયણનું નામ જ લેતાં, વારે તેને તજિયે રે; (ટેક)
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજિયે રે. નારા૦
કુળને તજિયે કુટુંબને તજિયે, તજિયે મા ને બાપ રે;
ભગિની સુત દારાને તજિયે, જેમ તજે કંચુકી સાપ રે. નારા૦
પ્રથમ પિતા પ્રહ્લાદે તજિયો, નવ તજિયું હરિનું નામ રે;
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજિયા શ્રીરામ રે. નારા૦
ઋષિપત્ની શ્રીહરિને કાજે, તજિયા નિજ ભરથાર રે;
તેમાં તેનું કાંઈ યે ન ગયું પામી પદારથ ચાર રે. નારા૦

વ્રજવનિતા વિઠ્ઠલને કાજે, સર્વ તજી વન ચાલી રે;
ભણે નરસૈયો વૃંદાવનમાં, મોહનવરશું મા'લી રે. નારા૦

૧૩

દ્વારિકાના વાસી રે, અવસરે વહેલા આવજો રે;
રાણી રુક્મિણી કેરા કંથ. (ટેક)
દુષ્ટ દુર્યોધન રે લાગ્યો મને પીડવા રે,
પ્રભુ મારા ચૌદિશ ન્યાળું તારો પંથ. દ્વારિકાના૦
સોડ તાણી રે શું સૂતો શામળા રે,
આળસ મોડીને ઊઠો આજ;
લક્ષ્મીજી તળાંસે રે પાવન તારાં પાવલાં રે,
અમ પર મહેર કરો મહારાજ. દ્વારિકાના૦
ગ્રાહને થકી રે ગજ મુકાવિયો રે,
કીધી તમે સુધન્વાની સહાય;
નરસિંહરૂપે રે હિરણ્યકશ્યપુ હણ્યો રે,
પ્રહ્લાદ ઉગાર્યો લાગ્યો પાય. દ્વારિકાના૦
છપ્પન કરોડ રે જાદવ તાહરા રે,
સાથે બળિભદ્ર સરીખા ભ્રાત;
કાળિનાગ નાથ્યો રે જરાસંધ જીતિયો રે,
તે બળ ક્યાં ગયું મારા નાથ? દ્વારિકાના૦
વસમી વેળા મારે રે વહારે ચડો વિઠ્ઠલા રે;
ધાજો તમે છત્રપતિ નિરધાર;
અસવારી કરજો રે ગરુડની ઉપર રે,
નરસૈયો વિનવે વારંવાર દ્વારિકાના૦

૧૪

[ રાગ બિહાગ ]

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ. (ટેક)
બાના રે માટે જો દુઃખ દેશે તો, કોણ પૂરે તારી શાખ? પ્રભુ૦
રોહિદાસની રે તમે રાબડી લીધી, ને નવ જોઈ જાત કે ભાત;
શાને માટે સન્મુખ રહીને તમે, નાઈ કહેવાયા હો નાથ? પ્રભુ૦

પ્રહ્‌લાદની રે પ્રતિપાલણ પાળીને, સ્તંભમાં પૂર્યો વાસ;
તાતી કઢા તમે શીતળ કીધી, સુધન્વાને પાસ. પ્રભુ૦
પંચાળીનાં પટકુળ પૂર્યાં, ને રાખી સભામાં લાજ;
સાયરમાંથી બૂડતો રાખ્યો, રામ કહેતાં ગજરાજ. પ્રભુ૦
ઝેર હતાં તેનાં અમૃત કીધાં, ને આપ્યાં મીરાંને હાથ;
મે'તાને મંડળિક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યા મધરાત. પ્રભુ૦
ભક્તોનાં તમે સંકટ ભાંગ્યાં, ત્યારે દઢ આવ્યો વિશ્વાસ;
નરસિંહના સ્વામીને કહું કર જોડી જે, પૂરો અંતરની આશ. પ્રભુ૦

૧૫

સામું જુઓ હરિ શામળા આવો મેલી ન જાઓ; (ટેક)
ઘણા દિવસની પ્રીતડી તોડી અળગા ન થાઓ. સામું૦
ગગન અષાડી ગાજિયો, વરસે મેઘની ધારા;
તેણે સમે હરિ સાંભળ્યા, મીઠી મોરલીવાળા. સામું૦
શ્રાવણ સામે સુંદરી, ભજી લ્યો ભગવાના;
શ્રાવણ માસે સરવડે, ઘરે આવોને કાના. સામું૦
ભાદરવો ભલો મદમચ્યો, મેહુલી મદમાતી;
ગોરીએ ગોરસ રેડિયાં, પીવા આવો સંગાતી. સામું૦
આસો માસે આશા ઘણી, પૂરે અંતરજામી;
રિદ્ધિ સિદ્ધિ નવ નિધિ લઈ કરી, મળ્યો નરસૈનો સ્વામી. સામું૦

૧૬

[ રાગ ધોળ ]

જમો તો જમાડું રે, જીવન મારા. (ટેક)
વા'લા મારા, સોવણ થાળ ભરી લાવું;
કાંઈ મોતીડે વધાવું રે. જીવન મારા૦
વા'લાજી મારા, ખાજાં જલેબી ને મેવા;
કાંઈ ધીરેધીરે લેવા રે. જીવન મારા૦
વા'લાજી મારા, શીરો પૂરી ને કંસાર;
કાંઈ ઉપર ઘીની ધાર રે. જીવન મારા૦
વા'લાજી મારા, જમનાજળ ભરી લાવું;
કાંઈ આચમન લેવરાવવું રે. જીવન મારા૦

વા'લાજી મારા, પાનની બીડીઓ આપું;
માંહી લવિંગ સોપારી નાખું રે. જીવન મારા૦
વા'લાજી મારા, આવો તો આસન આપું;
વીંજણીએ ઢોળું વાયુ રે. જીવન મારા૦
વા'લાજી મારા, સુંદર સેજ સમારું;
કાંઈ રંગભેર રમાડું રે. જીવન મારા૦
વા'લાજી મારા, નરસૈયાના સ્વામી સંગ રંગ કીધો;
કાંઈ ભોગ ધરીને લીધો રે. જીવન મારા૦

૧૭

[ આરતી ]

જય જય નટવર વેષા, આરતી ઉતારું જદુવર જગદીશા. જયદેવ જય૦
મોરમુકુટ મસ્તક પર રાજે, કંઠે વનમાળા; (૨)
શ્રવણે કુંડળ લળકે, સંગ લીએ વ્રજબાલા. જયદેવ૦
નૃત્ય કરે નારાયણ વૃંદાવન, ઘૂઘરડી ઘમકે; (૨)
નાચે રાધા માધવ, પાયલ ઠમઠમકે. જયદેવ૦
ધમધમ (ધમ) ઘૂઘરડી ઘમકે, તાળ પખાળ વાજે; (૨)
સુંદર સ્વર અતિ સારો, ઊંચે. સ્વર ગાજે જયદેવ૦
તાતા થેઈ તાતા થેઈ, શબ્દ થાય આજે; (૨)
નૂપુર ભ્રકુટી વિરાજિત, કૌસ્તુભમણિ રાજે. જયદેવ૦
ઊંચે સ્વર ગાજે ગિરધારી, ઊંચે સ્વર ગાજે; (૨)
મનમોહનની શોભા, મન્મથ બહુ લાજે! જયદેવ૦
રાસ રચ્યો વૃંદાવન, જોવાને જઈએ, (૨)
માધવ મુખ નીરખીને, નરસૈ દીવડીઓ લઈએ. જયદેવ૦

૧૮

[ પ્રભાતિયું ]

અજ્ઞાન અશુદ્ધ તારું મન ચોદિશ ભમે, પ્રીતની રીત તું શું રે જાણે?
પ્રીત વિના તું વિપરીત મુખ ઓચરે, એમ અજ્ઞાન તું કેમ આણે? અ૦
વિશ્વવ્યાપક પાળક છે શ્રીહરિ, તે રઘુનાથને તું શું રે જાણે?
વેદ નેતિ કહે નારદ શારદા સદા જપે, જે હરિ ગોપિકા પ્રેમ આણે. અ૦

જે રઘુવીર રણધીર કહાવે સદા, દશરથ વીર રઘુનાથ કહાવે;
અળગો છે સર્વથી, સર્વ મધ્યે સદા, તે અલ્પબુદ્ધિને ઘટ કેમ આવે? અ૦
અલ્પમતિ આચરે, જન્મ વૃથા કરે, હરિજન વિના હરિ હાથ નાવે. અ૦
ભણે નરસૈંયો હું અસત્ય ન આચરું, લીન થયા વિના હરિ કેમ આવે? અ૦

૧૯

[ પ્રભાતિયું ]

મારો ઠાકોર શ્રીદામોદર, મારી સાર લીધી સાંભળી રે;
અંતર નવ રાખ્યો મન સાથે, હાર આપ્યો ઉતારી રે. મારો૦
રમઝમ કરતાં હરિ પધાર્યા, આપ્યો દાસને હાર રે;
સખીઓ સહુ હરિને વધાવે, બોલે જેજેકાર રે. મારો૦
શ્રીમુખ બોલે દામોદરજી, ધનધન વૈષ્ણવ જાત રે;
અંતઃકરણનો સાક્ષી મારો, વેચાઉં તારે હાથ રે. મારો૦
શિવ સનકાદિક નારદ શારદ, દેવતા તેત્રીસ ક્રોડ રે;
અંતરિક્ષ રહીને જે જે બોલે, નરસૈંયો જીત્યો હોડ રે. મારો૦

૨૦

[ રાગ આશાવરી ]

હરિભક્તિ વિના જે જન જીવે, તેનો જાયે અફળ અવતાર રે;
તુલસીની માળા તિલક વણ પાખે, બીજા જાઠા શણગાર રે.
દશ માસ માતા મહા દુઃખ પામી, અકારજ ખરભાર રે;
દેહ ધરીને હરિનો દાસ ન કહાવ્યો, તેની જનનીને ધિક્કાર રે.
હરિભક્ત જેને નહિ વહાલા, તેને કૃપા નહિ નિરધાર રે;
નરસૈંયાના સ્વામી વિના બીજા, અનેક ધર્મવ્યભિચાર રે.

૨૧

[ રાગ સામગ્રી ]

આજ મારાં નેણાં રે સફળ થયાં,
નાથ જોયા મેં નીરખી. (ટેક)
સુંદર વન નિહાળતાં, મારા હૃદયામાં હરખી. આજ૦
જે મારા મનમાં હતું, તે મારે વ્હાલેજીએ કીધું;
પ્રેમેથી પિયુજી પધાર્યા, આલિંગન દીધું. આજ૦

જોગી રે જંગમ રે સેવડા, તેના સ્વપ્નામાં ના આવે;
ભાગ ભલાં વ્રજનારનાં, હરિને લાડ લડાવે. આ૦
ધન ધન ગોકુળ ગામડું, ધન ધન વ્રજનો વાસ;
ધન ધન આ ભૂમિને જ્યાં, વહાલો રમિયા છે રાસ. આજ૦
અંતરિક્ષથી સહુ દેવતા, ત્યાં જોવાને આવે;
થાળ ભર્યો સગ મોતીએ, નાગર નરસિંહ વધાવે. આજ૦

૨૨

કોણ એ સમાના કામની, દત્ત કૂળિયેલ રામા. (ટેક)
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઊભા છે સામા. કોણ એ૦
વા'લોજી ગયા'તા રે વાડીએ, સરવે સુંદરી સાથે;
શેરડીનો સાંઠો છોલતાં, પોરી બેઠી છે હાથે. કોણ એ૦
માનની મંદિર પધારિયાં, ચીંથરડી રે લેવા;
દ્રૌપદીએ ચીર વધેરિયું, હરિને પાટો બાંધવા. કોણ એ૦
નિકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસેં નવાણું ચીર પૂરિયાં, સઘળી સભા રે દેખે. કોણ એ૦
ગરુડે ચડીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી;
ભક્ત ઉદ્ધારણ ભૂધરો, મહેતા નરસૈંનો સ્વામી. કોણ એ૦

૨૩

કૃષ્ણકીર્તન વિના નર સદા સૂતકી, વિમળ કીધે વપુ શુદ્ધ ન થાયે;
સકળ તીરથ શ્રીકૃષ્ણ કીર્તન-કથા, હરિતણા દાસ જ્યાં હેતે ગાયે.
કૃષ્ણકીર્તન વિના૦
પૂર્ણ પુરુષોત્તમ, નવલરંગી તજી, અન્ય દેવે જેનું મન મોહે,
કોટિ ચિંતામણિ કામધેનુ તજી, મહિષીના પુત્રનું દૂધ દોહે.
કૃષ્ણકીર્તન વિના૦
ગર્ગ જોશી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મૂકે
તે બ્રહ્મદ્વાર આવીને ઊભા રહ્યા, ગોપિકા મુખ જોવાને ટૂકે.
કૃષ્ણકીર્તન વિના૦
અજ ભવ સુરપતિ સ્વપ્ને પેખે નહીં, નેતિ નેતિ કહી નિગમ વામે,
નરસૈંયો રંક જશ ગાઈને રીઝવે, સહસ્રમુખે શેષ પાર ન પામે.
કૃષ્ણકીર્તન વિના૦

૨૪

અબળાતણો, જે બળે બળિભદ્ર વીર રીઝે;
' દે સખિ, જેથી નહીં મારું કાજ સીઝે.
.. સારમાં સાર અવતાર૦
પ્રાપ્રે છે પુરુષને, સત્ય જો સેવકભાવ રાખે;
સભર્યું રૂસણું નાથ નોહોરા કરે, તે નહીં નાર અવતાર પાખે.
સારમાં સાર અવતાર૦
ઇંદ્ર આદિક અજ ઈશ ને મહામુનિ, ગોપિકા ચરણરજ તેહ વંદે;
ગોપીથી આપનું અધમપણું લેખવે, નરપણું વચ્ચે આપ નિંદે.
સારમાં સાર અવતાર૦
વેદ વેદાંત ઉપનિષદો પટ મળી, જે મથીને રસ પ્રગટ કીધો;
તે રસ ભાગ્યનિધિ ભામની ભોગવે, અહોનિશ અનુભવ સંગ લીધો.
સારમાં સાર અવતાર૦
સ્વપ્નું સાચું કરે, ગિરિધર શામળો, પ્રણમું હું પ્રાણપતિ પ્રાણ જોડી;
પંથનું જેમ પશુ પૂંઠણ વળગ્યું ફરે, નરસૈંના નાથજી નાથ તોડી.
સારમાં સાર અવતાર૦

૨૫

[ રાગ પ્રભાતિયું, ખમાજ–ધુમાળી ]

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહી રે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાસી માંહી રે. ભૂતળ૦
હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે;
નિત સેવા નિત કીર્તન ઓચ્છવ, નીરખવા નંદકુમાર રે. ભૂતળ૦
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
ધન ધન રે એનાં માતપિતાને, સફળ કરી એણે કાયા રે. ભૂતળ૦
ધન વૃંદાવન ધન એ લીલા, ધન એ વ્રજનાં વાસી રે;
અષ્ટ મહાસિદ્ધિ આંગણિયે રે ઊભી, મુક્તિ છે એમની દાસી રે. ભૂતળ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે;
કાંઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈંયો ભોગી રે. ભૂતળ૦

૨૬

[ રાગ પ્રભાતિયું ]

બળિતણે દ્વારે હરિ, વિપ્ર વામન હુવા, વેદની ધૂન ગઈ ગગન ગાજી;
ઇંદ્રપ્રસ્થથી બળિ આવ્યો ઉતાવળો, જો રે જોઈએ તે દ્વિજ લ્યોને માગી. બ૦
એક પર્ણકુટિતણો, ઠામ ભણવા કરું, બોલવું તે મારે મૂળ સાચું;
વિપ્ર ફરે ઘણા, લોભના વાહેલા,[1] દાન માટે ઘણો હું ન રાચું. બ૦
લ્યોને દ્વિજજી તમે, નવનવાં મંદિરો, ભૂમિ શું માગી રે ત્રણ ડગમાં?
લ્યોજી,ભંડાર બહુ કૂંચીઓ સહિત વળી માગો હસ્તી મારા રાખો ઘરમાં. બ૦
હસ્તીભંડારને, હું લેઈ શું કરું, લોભિયાની નથી જાત મારી;
આગે વિધાતાએ, વામન નીરમ્યો, વ્રતે રહેવું મારે બ્રહ્મચારી. બ૦
ચેતજે તું બળિ, શુક્ર કહે છળ પડ્યો, વિષ્ણુ એ વામન વેશધારી;
અશ્વજગન સમે, દાન અવનીતણું, પાત્ર એવું ક્યાં મળે મુંને મુરારિ? બ૦
હરિતણા ચરણ ઉપર નીર નામતાં, નાળમાં[2] ભૃગુસુત પેઠો ચાલી;
રીસ હૃદય ધરી, ઘણું ઘણું રાયજી, નેત્રમાં દર્ભની શેર ઘાલી. બ૦
બાપડો બળિરાય, પગ તળે ચાંપિયો, પ્રભુ પાતાળનો કરીને થાપ્યો;
ભણે નરસૈંયો, હરિભક્ત આધીન છે, ઇંદ્ર અવિચળ અધિકાર આપ્યો. બ૦

૨૭

[ રાગ પ્રભાતિયુ ]

ગિરિતળેટી ને કુંડ દામોદર, ત્યાં મહેતાજી નાહવા જાય;
ઢેઢ વરણમાં દૃઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય. ગિરિ૦
કર જોડીને પ્રાર્થના કીધી, વિનતિતણાં બહુ વધારે વચન;
મહાંત[3]પુરુષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરો રે કીરતન. ગિરિ૦
પ્રેમપદારથ અમો પામીએ, વામીએ જન્મમરણ જંજાળ;
કર જોડતામાં કરુણા ઊપજી, મહેતાજી વૈષ્ણવ પરમ દયાળ. ગિરિ૦
પક્ષાપક્ષી ત્યાં નહીં પરમેશ્વર, સમદૃષ્ટિ ને સર્વ સમાન;
ગૌમૂત્ર તુલસી વૃક્ષ કરી લીંપજો, એવું વૈષ્ણવે આપ્યું વાગ્દાન. ગિરિ૦
મહેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
ભોર[4] થયા લગી ભજન કીધું, સંતોષ પામ્યા સઉ વૈષ્ણવ. ગિરિ૦

૧ પ્રેરાયેલા ૨ ઝારીનુ નાળચુ. ૩ મોટા ૪ પ્રભાત.

ઘેર પધાર્યા હરિજશ ગાતા વા'તા,[1] તાળ ને શંખ મૃદંગ;
હસીહસી નાગર તાળીઓ લે છે, આ શા રે બ્રાહ્મણના ઢંગ ? ગિરિ૦
મૌન ગ્રહીને મહેતાજી ચાલ્યા, અંનવધરાને[2] શો ઉત્તર દેઉં ?
જાગ્યા લોક નરનારી પૂછે, મહેતાજી તમે એવા શું ? ગિરિ૦
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઈ વિવેકવિચાર;
કર જોડીને કહે નરસૈયો, વૈષ્ણવતણો મને છે આધાર. ગિરિ૦

૨૮

એવા રે અમો એવા રે એવા, તમો કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે. એવા રે૦
જેનું મન જે સાથે બંધાણું, પહેલું હતું ઘર રાતું[3] રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેરઘેર હીંડે છે ગાતું રે. એવા રે૦
સઘળા સાથમાં હું એક ભૂંડો, ભૂંડાથી વળી ભૂંડો રે;
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે. એવા રે૦
કર્મ-ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે, મારા પ્રભુની તોલે ના'વે રે. એવા રે૦
હળવાં કર્મનો હું નરસૈયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે. એવા રે૦

૨૯

[ રાગ પ્રભાતિયું ]

તું તારા બિરુદ સામું જોજે શામળા, ન જોઈશ કરણી હમારી રે. (ટેક)
હિરણ્યકશ્યપુને હાથે હણિયો, માસી પૂતના મારી રે;
પ્રહ્લાદ કારણ સ્થંભમાં વસિયા, પ્રગટ્યા દેવ મોરારિ રે. તું તારા૦
લાખાગ્રહમાં જેમ પાંડવ ઉગાર્યા, બ્રહ્માંડ જ્વાળા વ્યાપી રે;
અર્ધ વચને ગજ ગુણકા તારી, જયદેવને પદ્મિની આપી રે. તું તારા૦
દુષ્ટ સભામાં જેમ ચીર જ પૂર્યાં, લાજ પંચાળીની પાળી રે;
તેલકઢા જેમ શીતળ કીધી, વેળા સુધન્વાની વાળી રે. તું તારા૦

૧ વગાડતા. ૨ અરધું સમજેલા. ૩ રંજન કરનારુ.

ઋષીશ્વરે જેમ અહલ્યા શાપી, બ્રહ્મ શલ્યા થઈ ભારી રે;
તે પણ તારે ચરણે રઘુવર, થઈ અનોપમ નારી રે. તું તારા૦
મીરાંબાઈનાં વિખ અમૃત કીધાં, વિદુરની આરોગ્યા ભાજી રે;
શબરીનાં તમે બોર જ પ્રાશ્યાં, તેની પ્રીતે થયા રાજી રે. તું તારા૦
અનેક ભક્ત આગે ઉગાર્યા, સહાય થયા મોરારિ રે;
નરસૈયાના સ્વામી લક્ષ્મીવર, મોટી ઓથ તમારી રે. તું તારા૦

૩૦

ઘેલા મન ગોવિંદને ગાની રે, ઘેલા ગાની ગોવિંદ ગાની રે. (ટેક)
શુક્લતીર્થને ઉમરે રે, અલ્યા જમણે હાથ;
આલ્યાં હશે તો પામશે રે, નહિ આવે રે તારી સાથ;
ગવાય તો ગોવિંદ ગાજે રે, પવાય તો પાઈને પીજે રે. ઘેલા મન૦
ખાઓ પીઓ ધન વાવરો રે, પહેરો કપડાં સાર;
પ્રાણી તે સરખો આત્મા રે, નહિ મળે વારોવાર. ઘેલા મન૦
ભીડ પડ્યા ભાગ્યા રે, નહિ મા ને બાપ;
ચેતી શકે તો હાંરે ચેતજે રે, ફરી કશાય ન દેય રે જબાપ. ઘેલા મન૦
ચોખ્ખી કરની ચાકરી રે, ખરો અહિનો ખાની;
જ્ઞાનખડ્ગ લે હાથમાં રે, જમનો શિર લે ન ધાની. ઘેલા મન૦
બાંધી શકો તો બાંધજો રે, પાણી પહેલી પાળ,
છેલ્લે ક્યારે જળ વળ્યું રે, ગુણ ગાયે નરસૈયો દયાળ. ઘેલા મન૦

૩૧

પ્રાતઃ સમે સૂર ઊગ્યા પહેલાં, જો રે રસના મુખ રામ કહે;
હાંરે હાંરે કૃષ્ણને તું ભજ નામે, જગતમાં તારું નામ રહે. પ્રાતઃ૦
રામનામનો મહિમા મોટો, શિવસનકાદિક ધ્યાન ધરે;
મેરુ થકી મોટું હોય પ્રાયશ્ચિત્ત, નારાયણના નામે તરે. પ્રાતઃ
કેસરી ધૂરે[1] જ્યમ મૃગજ ત્રાસે, રવિ ઊગે જ્યમ તિમિર[2] ટળે;
પૂરણબ્રહ્મ અકળ અવિનાશી, કુબુદ્ધિના તાપ તરત હરે. પ્રાત૦
કોટિ કલ્યાણ ફળ ઉદય ભાણે,[3] પાપ બાપડું ક્યાંરે રહે ?
અધમ નીર ગંગામાં ભળ્યું ત્યારે, ગંગા સરખું થઈને વહે. પ્રાત૦

૧ ઘૂરકવું, બરાડવું. ૨ અંધકાર. ૩ સૂર્ય.

એ રસને શુકદેવજી જાણે, કોઈક વિરલા સંત લહે;
ભણે નરસૈયો તમે પ્રભુ ભજી લો, આવાગમનનો ફેરો ટળે. પ્રાતઃ૦

૩૨

[ પ્રભાતિયું ]

પ્રાણ થકી મને વૈષ્ણવ વહાલા, અહરનિશ એને ગાઉં રે; (ટેક)
તપ તીરથ વૈકુંઠપદ મૂકી, મારા ભક્ત બોલાવે ત્યાં જાઉં રે. પ્રા૦
અંબરીષ રાજા મને અતિ ઘણો વહાલો, દુર્વાસાએ મન ભંગ કીધું રે;
મેં મારું અભિમાન તજીને, ચક્ર સુદર્શન વાળી લીધું રે. પ્રા૦
ગજને કારણ પાળો રે ધાયો, સંતોની કરવા સાર રે;
કીચનીચ હું તો કાંઈ નવ જાણું, મને ભજે તે મારાં રે. પ્રા૦
લક્ષ્મીજી અર્ધાંગના મારી, પણ મારા સંતની દાસી રે;
અડસઠ તીરથ મારા સંતને ચરણે, કોટિ ગંગા કોટિ કાશી રે. પ્રા૦
સંત ચાલે ત્યાં હું આગળ ચાલુ, ને સંત સૂએ તો હું જાગું રે;
મારા સંતની નિંદા કરે તેની, જિહ્વા સદ્ય જ કાપું રે. પ્રા૦
મારા રે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવે બાંધ્યા મેં નવ છૂટે રે;
એકવાર વૈષ્ણવ મને બાંધે તો, તે બંધન મેં નવ તૂટે રે. પ્રા૦
બેસી ગાય ત્યાં હું ઊભો સાંભળું, ઊભા ગાય ત્યાં હું નાચું રે;
હું તો વૈષ્ણવથી ક્ષણ નહિ અળગો, ભણે નરસૈયો સાચું રે. પ્રા૦

૩૩

નંદના નંદશું નેહ જેને નહીં, તે રે માનવ ખર–શ્વાન તોલે;
ભૂતળ ભાર કરવાને અવતર્યા, પ્રેતની પેર સંસાર ડોલે.
નંદના નંદશું૦
દૃષ્ટિ થકી ટળો, ભોગ તેના બળો, શિળા પડો તેના મુખમાથે;
જીવતા જન તે તો જમ જેવા જાણવા, પ્રીત નહીં જેહને કૃષ્ણ સાથે.
નંદના નંદશું૦
કીર્તિ શ્રીકૃષ્ણની, જીભથી નવ ભણે, તેને મુખે દેવરાય તાણું;
ભણે નરસૈયો જેણે હરિને જાણ્યા નહિ, તેહનું કુટુંબ સદાય કાણું.
નંદના નંદશું૦

૩૪

સાધુ સાચે ભજો ચરણ ગોવિંદના,
માનવી દેહ તે તત્ત્વ કહિયે. (ટેક)
કૃષ્ણ કહો કૃષ્ણ કહો વળી વળી કૃષ્ણ કહો,
કૃષ્ણ કહેતાં સહુ સુખ લહિયે. સાધુ સાચે ભજો૦
કૃષ્ણ સેવાતણી અમર ઇચ્છા કરે,
મૂઢમતિ માનવી કાંઈ ન જાણે;
કૃષ્ણનું નામ રખે હૃદયથી વીસરે,
ધન્યમાં ધન્ય કૃષ્ણ પ્રમાણે. સાધુ સાચે ભજો૦
જેને જોવા મહામુનિ જન વન ભમે,
વિઠ્ઠલો વનમાં ગાયો ચારે;
ભણે નરસૈયો જે ચતુર નર તે ખરો,
અહર્નિશ કૃષ્ણ શ્રીકૃષ્ણ ધારે. સાધુ સાચે ભજો૦

૩૫

તું શાનો ઠાકોર? હું શાનો સેવક? કરમના લેખ ભૂસ્યા ન જાયે;
મંડલિક હાર માટે મને બહુ દમે, છબિલાજી હવે કેમ થાયે?
તું શાનો ઠાકોર૦
મુને કો કહે લંપટી કો કહે લોભિયો, કો કહે તાલકૂટિયો રે ખોટો;
સાર કર શ્રીહરિ દીન જાણી કરી, હાર આપો તો કહું નાથ મોટો.
તું શાનો ઠાકોર૦
વેવાઈએ મુજને અતિશે વગોવિયો, ઉષ્ણોદક મૂકી ઉપહાસ્ય કીધું;
દ્વાદશ મેઘ ત્યાં મોકલ્યા શ્રીહરિ, આપના દાસને માન દીધું.
તું શાનો ઠાકોર૦
જ્યાહરે મુજને મહાદેવે કૃપા કરી, ત્યારે મેં લક્ષ્મીનાથ ગાયો;
મામેરા વેળાએ લાજ જાતી હુતી, ગરુડ મૂકી તું ચરણે ધાયો.
તું શાનો ઠાકોર૦
મારી પાસ સુંદરી બાંધ્ય કંઠે ધરી, કેશવા કીર્તન એમ થાયે;
અબુદ્ધિયા લોક તે અસત્ય વાણી વદે, પુન્યવંત લોક તે પ્રેમે ગાયે
તું શાનો ઠાકોર૦

હીરની દોરીએ હાર ગૂંથો હરિ, વાણું વાશે તો નિજ દાસ મરશે;
દયા કરીને હરિ હાર આલો મુંને, શામળા સાહ્ય તે કૃષ્ણ કરશે.
તું શાનો ઠાકોર૦

સોરઠમાં મુંને સર્વ સાચો કહે, પુત્રીનું મોસાળું સારું કીધું;
નાગરી નાતમાં ઈંડું ચડાવિયું, નરસૈયાને અભેદાન દીધું.
તું શાનો ઠાકોર૦

૩૬

ભોગળ ભાંગીએ રાય દામોદરા, ઊઠો જદુનાથ દેવાધિદેવા;
રાય મંડલિક મદભર્યો એમ ઓચરે, જાણે નરસૈયાની જૂઠી સેવા.
ભોગળ ભાંગીએ૦

ભક્તપાળક તુ દયાળ દામોદરા, દાસ નરસૈંને શરણે રાખો;
પ્રતીત જ છે મુજને તારી, નાગર સાથે હરિ નેહ દાખો.
ભોગળ ભાંગીએ૦

નિશદિન નરહરિ નામ હૃદયે વસ્યું, પતિતપાવન તારું બિરદ કહાવો;
ગ્રાહ થકી ગજ મુકાવિયો શ્રીહરિ, તેમ નરસૈયાને મુકાવો.
ભોગળ ભાંગીએ૦

૩૭

કોઈ સૂઝ લાવે દીનાનાથની, તેને નવનિધિ આલું; (ટેક)
મોતીડે વધાવું મારા નાથને, મારા રુદિયામાં ઘાલું. કોઈ૦
ઉત્તર દિશાથી ઊમડિયો, વરસે ઘોરમઘોર;
ચૌદિશે ચમકે વીજળી, મીઠા બોલે છે મોર. કોઈ૦
જેની ઋતે બગ પાવસ ઢળે, પંખી ઘાલે છે માળા;
તેણે સમે હરિ સાંભર્યા, મારા રુદયાના પ્યારા. કોઈ૦
ગોકુળ મથુરાં બે ગામડાં, લખ આવે ને જાવે;
કઠણ હૈયાના કહાનજી, સમાચાર ન કહાવે. કોઈ૦
પ્રેમાતુર રસ પ્રેમદા, ગોકુળના ગામી;
રિદ્ધિસિદ્ધિ નવ નિધિ લઈ કરી, મળ્યો નરસૈંનો સ્વામી. કોઈ૦

૩૮

[રાગ વસંત]

ચાલો સખી જોવાને જઈએ, શ્રીગોકુળ આં
નૌતમરૂપ ધર્યું એણે આંબે, ત્રિભુવન છાઈ રહ્યો
યદુકુળ વાસુદેવે વાવ્યો, દેવકીને ઉદરે
થાણું દઈ બાવાનંદ ઘેર આવ્યો, જસોદાએ પાવસ સેવ્યો મારો વા'લા. ચાલો૦
સહસ્ર શાખ લાગી એણે આંબે, મૂળ પાતાળે પરવર્યાં;
શેષનાગની ફેણે સંચર્યાં, ઇંદ્ર લગી આંબો વિસ્તાર્યો મારો વા'લો. ચાલો૦
ધ્રુવ અંબરીષ રાજા રુક્માંગદ, પ્રહ્લાદે ઘણો સેવ્યો;
ભણે નરસૈંયો પૂજ્યાનાં ઈ ફળ, વૈષ્ણવજનને હૃદે વસ્યો મારો વા'લો. ચાલો૦

૩૯

ભોળી રે ભરવાડણ, હરિને વેચવાને ચાલી રે. (ટેક)
ગિરિવરધારીને ઉપાડી, મટુકીમાં ઘાલી રે. ભોળી૦
શેરીએ શેરીએ સાદ પાડે, કોઈને લેવા મુરારિ રે;
નાથ-અનાથનો વેચે, ચૌટા વચ્ચે આહિર નારી રે. ભોળી૦
વ્રજનારી પૂછે શું છે માંહી, મધુરી મોરલી વાગી રે;
મટુકી ઉતારીને જોતાં, મૂર્છા સૌને લાગી રે. ભોળી૦
બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતક ઊભા પેખે રે;
ચૌદ લોકમાં ન માય તે, મટુકીમાં બેઠેલા દેખે રે. ભોળી૦
ભક્તજનોના ભાગ્યે વ્રજમાં, પ્રગટ્યા અંતરજામી રે;
દાસલડાંને લાડ લડાવે, નરસૈંયાનો સ્વામી રે. ભોળી૦

૪૦

સંતો હમે રે, વે'વારિયા શ્રીરામનામના;
વેપારી આવે છે બધા ગામગામના. સંતો૦
અમારું વસાણું સાધુ સઉ કોને ભાવે;
અઢારે વરણ જેને હોરવાને આવે. સંતો૦
અમારું વસાણું કાળ-દુકાળે ન ખૂટે;
જેને રાજા ન દંડે, જેને ચોર ના લૂંટે. સંતો૦

હીરની લાખવિનાનાં લેખાં નહિ ને પારવિનાની પૂંજી;
દરા' હોરવું હોય તો હોરી લેજો, કસ્તૂરી છે સોંઘી. સંતો૦
રામનામ ધન અમારે, વાજે ને ગાજે;
છપ્પન ઉપર ભેર, ભોરિ ભૂંગળ વાજે. સંતો૦
આવરો ને ખાતાવહીમાં, લક્ષ્મીવરનું નામ;
ચિટ્ઠીમાં ચતુરભુજ લખિયા, નરસૈંયાનું કામ. સંતો૦

૪૧

[ રાગ પ્રભાતિયુ ]

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કોણ જાશે?
ત્રણસે ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડો રે ગોવાળિયો કોણ થાશે?
દહીં તણાં દેથરાં, ઘી તણાં ઘેબરાં, કઢિયેલાં દૂધ તે કોણ પીશે?
હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો, ભૂમિનો ભાર તે કોણ લેશે?
જમુનાને તીરે, ગૌધણ ચરાવતાં, મધુરી શી મોરલી કોણ વહાશે?
ભણે નરસૈયો તારા ગુણ ગાઈ રિઝિયે, બૂડતાં બાંહેડી કોણ સહાશે?

૪૨

[ રાગ પ્રભાતિયુ ]

રાત રહે જાહરે, પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સૂઈ ન રહેવું;
નિદ્રાને પરહરી,[1] સમરવા શ્રીહરિ, એક તું એક તું એમ કહેવું. રા૦
જોગિયા હોય તેણે જોગ સંભાળવા, ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદિયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. રા૦
સુકવિ હોય તેણે સદ્ગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારીએ કંથને પૂછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું. રા૦
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામીને, સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી. રા૦

૪૩

[ રાગ પ્રભાતિયુ ]

ઊઠ ઉતાવળો, ચાલ્યને વિઠ્ઠલા, ગોવિંદ ગાયને વચ્છ[2] ધાવે;
જાગને જાદવા, જનની જસોદા વદે, કહાન કાં ઘણી તને નિદ્રા આવે? ઊઠ૦

૧ તજીને, છોડીને. ૨ વાછરડાં.

દંતધાવન[1] કરો આળસ પરહરો, રજનીતિમિર[2] ગયું પોહો ફાટયું;[3]
કરમળો કૂરને, શે ન શીરાવતો, દહીં રે દામોદરા થાય ખાટું. ઊઠ૦
બારણાં બહાર બળિભદ્ર ઊભા રહ્યા, જો રે વહાલા તારી વાટ જોયે;
નરસૈના સ્વામીનું સુખડું દીઠડે, માતાનું મનડું અતિ રે મોહે. ઊઠ૦

૪૪

[રાગ પ્રભાતિયુ]

હરિહરિ રટણ કર કઠણ કળિકાળમાં, દામ[4] બેસે નહિ કામ સરશે;
ભક્ત આધીન છે, શ્યામસુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે. હરિ૦
અલ્પ સુખ સારું શું, મૂઢ ફૂલ્યો ફરે, શીશ પર કાળ રહ્યો દંત કરડે;
પામર[5] પલકની, ખબર તુજને નહીં, મૂઢ શું જોઈ ને મૂછ મરડે? હરિ૦
પ્રૌઢ પાપે કરી, બુદ્ધિ પાછી ફરી, પરહરી થડ શું ડાળે વળગ્યો;
ઈશને ઈર્ષા છે નહીં, જીવ પર, આપણે અવગુણે રહ્યો રે અળગો. હરિ૦
પરપંચ પરહરો,[6] સાર હ્રદિયે ધરો, ઊચરો હરિમુખે અચળ વાણી;
નરસૈયા હરિતણી, ભક્તિ ભૂલીશ મા, ભક્તિ વિના બીજું ધૂળધાણી. હરિ૦

૪૫

[રાગ પ્રભાતિયુ]

બાપજી! પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારું નિદ્રા આવે;
ઊંઘ, આલસ્ય, આહાર મેં આદર્યો, લાભ વિના લવ[7] કરવી મનભાવે. બા૦
દિન પૂંઠે દિન તો વહી જાય છે, દુરમતિનાં મેં ભર્યાં રે ડાલાં;[8]
ભક્તિભૂતલ[9] વિષે, નવ કરી તાહરી, ખાંડ્યાં સંસારનાં થોથાં ઠાલાં. બા૦
દેહ છે જૂઠડી, કરમ છે જૂઠડાં, ભીડભંજન તારું નામ સાચું;
ફરીફરી વરણવુ, શ્રીહરિ તુજને, પતિતપાવન તારું નામ જાચું. બા૦
તારી કરુણા વિના કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે;
નરસૈયા રંકને ઝંખના તાહરી, હેડ[10] બેડી ભાગો શરણ આવે. બા૦

---

૧ દાતણ ૨ રાત્રિનો અંધકાર. ૩ પ્રભાત થયું. ૪ પૈસો. ૫ કંગાલ, રંક ૬ અસાર તજી દ્યો. ૭ લવલવાટ. ૮ મોટા છાબડા વાંસના પહોળા ટોપલા, એ ખાસ ભરવાના કામમાં આવે છે ૯ પૃથ્વી ૧૦ ગુનેગારને રાખવા માટે કોરનો લાકડાનો કટકો

૪૬

[રાગ પ્રભાતિયું]

તારા દાસના દાસની નિત્ય સંગત વિના, ભ્રષ્ટ થાય ભૂધરા મન મારું;
દુષ્ટની સંગતે, દુષ્ટ મતિ ઊપજે, શ્રવણ કીર્તન નવ થાય તારું. તારા૦
પૂર્ણ વિષપાનથી, દુર્જિન દોહેલા, વિષ પીધું તન તેનું મરશે;
તુજ થકી વેગળા, તેહની સંગતે, જન્મ કોટીતણાં સુકૃત હરશે. તારા૦
અમૃતની ઉપમા સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા ન ટાળી તેણે;
પ્રહ્લાદ નારદે, ગર્ભસંગત કરી, વશ કર્યા વૈકુંઠનાથ જેણે. તારા૦
ચતુરધા મુક્તિ છે, જૂજવી જુક્તિની, તાહરા તે તેહને નવ રાચે;
બેઉ કર જોડીને, નરસૈંયો વિનવે, જન્મોજનમ તારી ભક્તિ જાચે. તારા૦

૪૭

[રાગ પ્રભાતિયું]

ધ્યાન ધર, ધ્યાન ધર, નંદના કુંવરનું, જેથકી અખિલ આનંદ પામે;
અષ્ટમહાસિદ્ધિ તે, દ્વાર ઊભી રહે, દેહનાં દુષ્કૃત તે દૂર વામે. ધ્યાન૦
મોરના પીંછનો, મુગટ મસ્તક ધરે, કુંડળ મકરાકૃત શ્રવણ લટકે;
નીલવટ તિલક તે, સુભગ કેસરતણું, કંઠ મુક્તાફળ હાર ઢળકે. ધ્યાન૦
પીતાંબર પલવટ, કટિતર રુચિર છે, લલિત ત્રિભંગી વહાલો વેણું વાયે;
કદમનાં દ્રુમ તળે, રાધિકા રસ ભરી, હરજીને સંગ આલાપી ગાયે. ધ્યાન૦
મોરલીની ધૂન સુણી, વનિતા વ્યાકુળ થઈ, ગોપિકા કેરડાં વૃંદ આવે;
નરસૈયાને મન, આનંદ અતિ ઘણો, પુષ્પ મુક્તાફળ લેઈ વધાવે. ધ્યાન૦

૪૮

[રાગ રામકલી–ભૈરવી અથવા પ્રભાતિયું]

ધ્યાન ધર, ધ્યાન ધર, નેત્રમાં નાથ છે, અંતર ભાળની એક સુરતી;
દેહીમાં દરસશે પ્રેમથી પરસશે, અજબ અનોપમ અધર મૂરતિ. ધ્યાન૦
મોરલીના નાદમાં, શ્રવણના સાદમાં, ઝાંઝરી ઝાલરી ડમક વાજે;
તાલ મૃદંગ ને ચંગ ઉપમા ઘણી, ભેરીનો નાદ બ્રહ્માંડ ગાજે. ધ્યાન૦
મન પરસન થશે, કર્યાં કરમ નાસશે, ભાસશે બ્રહ્મ વ્રજ વંન વેલી;
કુંજલલિત માંહે શ્રીકૃષ્ણ લીલા કરે, નીરખની નીતમ નિત્ય કેલી. ધ્યાન૦
સુરતસંગ્રામમાં, વિલસે રંગમાં, દરસશે દેહીનું મન મરતાં;
નરસૈયાના સ્વામી સર્વ સુખ આપશે દુષ્કૃત કાપશે, ધ્યાન ધરતાં. ધ્યાન૦

૪૯

શ્રીકૃષ્ણ કૃપાનિધિ કેશવા શ્રીહરિ, હું અનાથ તું નાથ કહીએ;
હાર કાજે મને રાયજી પરભવે, છબિલા વિના શરણ કોને જઈએ ?
શ્રીકૃષ્ણ કૃપાનિધિ૦
સંસાર પરહરી નામ તારું જપું, તો પ્રભુ કાં પેરે પીડો ?
અંતરંગ અવલોકીને શામળા, તુજ વિના હૃદયાશું કોણ ભીડે ?
શ્રીકૃષ્ણ કૃપાનિધિ૦
મારા મનમાં હરખ પૂરણ છે, તો મારુ દુઃખ પ્રભુ શે ન જાણે ?
ભણે નરસૈયો પૂરણ પ્રીતજ માગે, મંડલિક મુજને મારે વાણે.
શ્રીકૃષ્ણ કૃપાનિધિ૦

૫૦

સાર કર શ્રીહરિ દીન જાણી કરી, સન્મુખ થઈને જોને આજ;
અમે નાગરા હઠ કરી બોલશું, નહિ રાખું ત્રિકમા તારી લાજ.
સાર કર શ્રીહરિ૦
ગોકુળ માંહી તું ગાળ ખાતો ફરે, નવનીત આહિરનાં લેતો ચોરી;
ચંચળ ચોર તું મુખ નથી બોલતો, હવે અમો લાજ ખોઈશું જ તોરી.
સાર કર શ્રીહરિ૦
બહુ પેરે ગોપીને લાડ લડાવિયાં, અન્ન આહિરનાં લેતો ચાખી;
નટવાની પેરે તું નૃત્યલીલા કરે, નરસૈયા સંગ શું શેખી રાખી.
સાર કર શ્રીહરિ૦

૫૧

મોગરામાળે શું મોહી રહ્યો મોહના ? હાર આપે તો તારી ખ્યાત વાધે;
નાગર તાહરુ નામ ગાતો હતો, ત્રિકમ તુંને નહિ કોઈ આરાધે.
મોગરામાળે શું૦
સરવ જાતિતણા લોકો ટોળે મળ્યા, સહાય કરશો તેની પાસ થાશે;
મૃત્યુના ભય થકી નરસૈયો ન બીહે, પણ તારો જશ જગદીશ જાશે.
મોગરામાળે શું૦
રજની તો વહી ગઈ, લાજ રાખી નહિ, જ્યોત ઝાંખી થઈ જાય દીવા;
કેશવા કંઠથી માળ અળગી કરો, પ્રેમે આરોપો નરસૈની ગ્રિવા.
મોગરામાળે શું૦

૫૨

હારના કાજે શું હઠ કરો શામળા? જાચવાને તારી પાસ આવ્યો;
રાધિકાસંગ તું વાત બેઠો કરે, કહે રે વૈકુંઠથી તું શું રે લાવ્યો?
હારને કાજ શું૦
તારું નામ વિશ્વંભર ધર્યું તે વર્શાસિયે, નંદનો છોકરો છાશ પીતો;
ઓઢનો કામળી હાથમાં લાકડી, ગાવડી ચારતો વન રે'તો.
હારને કાજ શું૦
માત તું તાત તું ભ્રાત તું ભૂધરા, તુજ વિના દુઃખ કોને કહીએ?
ભણે નરસૈંયો તારા ગુણ ગાઈ જીવીએ, એકલા ભૂતળમાં કેમ રહીએ?
હારને કાજ શું૦

૫૩

હારને કાજ શું વિલંબ કરવો ઘણો? ન્હોય કૌસ્તુભ વિદ્રુમમાલા;
ઊજળાં પુષ્પ ને સૂત્રનો તાંતણો, તેને શું મોહી રહ્યો નંદલાલા?
હારને કાજ શું વિલંબ૦
ઊંચને મૂકીને નીચને અનુસર્યો, જોઈ નહીં જાદવા જાત દાસી;
રાજાની દીકરી રુક્મિણી પરહરી, કુબ્જાને મંદિર થયો નિવાસી.
હારને કાજ શું વિલંબ૦
રત્ન ગુંજા વચ્ચે ભેદ નહીં ભૂધરા, સાયરા છીલરાં સમ વખાણો;
મંડળિક હારને કાજ મને પરભવે, દોહ્યલાં દાસનાં શે ન જાણો?
હારને કાજ શું વિલંબ૦
લોક કૌતુક જુએ લાજ તારી ખુએ, સુખે શું સૂતો દેવાધિદેવા?
કેશવા માળ કંઠેથી ઉતારિયે, પ્રેમે શણગાર નરસૈંની ગ્રિવા.
હારને કાજ શું વિલંબ૦

૫૪

આપને હાર સુત નંદ–વસુદેવના, આદિ અનાદિ તુંને લાજ થોડી;
કંસના ભય થકી નાસી ગોકુળ ગયો, રહ્યો આહિરશું પ્રીત જોડી.
આપને હાર સુત૦
તારી ગરજ માટે માબાપ તેં બે કર્યાં, સુર ને અસુર મુનિ સર્વ જોતા;
કંસનો વધ કર્યો, અર્થ તારો સર્યો, ગોપીજન મૂકિયાં વને રોતાં.
આપને હાર સુત૦

ભક્તિ કરતાં તું આહિરનો નવ થયો, તે મુંને હાર તું કેમ આપે?
ભણે નરસૈંયો રજની રે થોડી રહી, અલ્યા તસ્કર મુંને શું સંતાપે?
આપને હાર સુત૦

૫૫

ઊઠને શામળા મૂઠા મન આમળા, બોલે નહીં શું જ અભિમાન માટે?
આલ્યને હાર કાં પ્રગટ હમણાં કરું, જે કામ કીધું બંસીવટ ઘાટે.
ઊઠને શામળા૦

અણવરી નાર તેં ભોગવી ભૂધરા, પરણતાં ગરથ શું બેસે તારે?
હારને વાર થઈ ભાર ભાંગી ગયો, શું કહું નાથજી વારે વારે?
ઊઠને શામળા૦

કળિજુગ માંહે કલંક જો લાગશે, વૈષ્ણવની ગત તે કોણ થાશે?
ભણે નરસૈંયો હુંય હળવો પડ્યો, તાહરા ગુણ હવે કોણ ગાશે?
ઊઠને શામળા૦

૫૬

[ દાણલીલા ]

નહિ આપું હો નંદના લાલ, મહીડાં મારાં રે;
તું પૂઠેપૂઠે મા ચાલ, અમે નથી તારાં રે.
તારી જીભલડીના બોલ, હૈયે વાગે રે;
નિત્ય લેવા આવે દાણ, શું મોહન માગે રે!
અમે રહીએ ગોકુળિયે ગામ, મથુરા જઈએ રે;
કેમ રોકે વાટમાં ચોર? દાણ નહિ દઈએ રે.
તું નિર્લજ્જ ચાલના બાળ, હું નથી એવી રે;
કાન તારે ને મારે આજ, થશે જોવા જેવી રે.
વહાલે ફોડ્યાં મહાનાં માટ, વસ્ત્રો તાણી રે;
લૂંટી વનમાં સહિયર સાથ, રાધા રાણી રે.
જીત્યા જીત્યા જુગદાધાર, ગોપીઓ હારી રે;
મળ્યો નરસૈંયાનો નાથ, બટુક બ્રહ્મચારી રે.

૫૭

ગોકુલ વહેલા પધારજો રે. (ટેક)
મથુરા જાવ તો મારા સમ હો લાલ. ગોકુલ૦
રથ જોડીને અક્રૂર આવિયા રે,
એ તો મને દુઃખડાંના દેનાર હો લાલ. ગોકુલ૦
ઓ જાય, ઓ જાય રથ મારા નાથનો રે;
માંહે બેઠા હળધર વીર હો લાલ. ગોકુલ૦
આગળ રાધાજી ઊભાં રહ્યાં રે;
મારા હૃદિયા પર રથ ખેડ હો લાલ. ગોકુલ૦
મહેતા નરસિંહનો સ્વામી શામળો રે;
વહાલે મારે રમાડ્યા છે રાસ હો લાલ. ગોકુલ૦

૫૮

દિવાળી દિવાળી, આજ મારે દિવાળી દિવાળી. (ટેક)
હાં રે ઘરે આવ્યા શ્રીવનમાળી. આજ૦
ઝળહળ ઝળહળ ઝગે દીવડા, મોતીએ ચોક પુરાવું રે;
માનુની મળી મંગળ ગીત ગાવો, દુંદુભિ વગડાવું. આજ૦
અનાથને કીધાં સનાથ હવે, વિનતિ એટલી કહીએ રે;
નરસૈયાના સ્વામી માગું, મુજ મંદિરથી નવ જઈએ રે. આજ૦

૫૯

કૃષ્ણ ગોપાલ તુજ ભક્તિ વિણ ભવ વિષે, ભટકતો મુજને
કોણ રાખે? (ટેક)
અનેક યોનિ ભમ્યો, તાપ તોય ના શમ્યો;
ક્ષણ નથી સુખ તુજ શરણ પાખે. કૃષ્ણ ગોપાલ૦
ક્ષીણ પુણ્યે કરી દેહ જગમાં ધરી, દુષ્કૃતોથી હજી ના વિરામ્યો;
લોભ લહેરે ભમ્યો, નીચ જનને નમ્યો, દેહદુઃખમાં રમ્યો વિષય પામ્યો.
કૃષ્ણ ગોપાલ૦
રતન જતને જડ્યું, છીપ માંહે પડ્યું, કાળ અચાનકે કંઠ સહાયો;
કામરુ દેશની કુટિલ માયા મળી, કારમું કુટુંબ દેખી લોભાયો.
કૃષ્ણ ગોપાલ૦

સાચો સગો ખરો તું તે રહ્યો પરો, અણછતું દુઃખ મેં શિર લીધું;
મારું મારું કરી, મોહ મમતા ભરી, અમૃત ઢોળીને વિખ પીધું.
કૃષ્ણ ગોપાલ૦
જનમ ને મરણ, જોબન જરાએ દમ્યો, આહારવિહાર, નિદ્રામાં મોહ્યો;
કલ્પના કોટ ભવમોટપ મટી નહીં, કૃષ્ણકીર્તન વિના કાળ ખોયો.
કૃષ્ણ ગોપાલ૦
એક ક્ષણ પણ ન રહે, મન મુજ આવર્યું, પ્રીત ધરી ચિત્ત ભક્તિમાં મ્હાલે;
નરસૈયા રંકને ડખ ભોરંગ ડસ્યો, એ દુઃખ તુજ વિના કોણ ટાળે?
કૃષ્ણ ગોપાલ૦

૬૦
[ રાગ પ્રભાતિયુ ]

હરિતણું હેત તને, ક્યમ ગયું વીસરી? પશુ રે ફેડીને નરરૂપ કીધું;
હાડ ને છેડ[1] કરી, સહુ તને હાંકતું, આજ વધારીને માન દીધું. હરિ૦
ઘાંચીનું ગાળિયું, કંઠથી ટાળિયું, નેત્રના પાટા શ્રીનાથે છોડ્યા;
તે તણા ચરણને, નવ ભજ્યો કૃતઘ્ની, તેં ન ગુણ પાડના હાથ જોડ્યા. હરિ૦
પગ ઠોકી કરી, માગતો મૂઢમતિ, ઘાસ પાણી કરી શબ્દ ઝીણા;
આજ ગોવિંદગુણ ગાઈને નાચતાં, લાજ આવે તને કર્મહીણા. હરિ૦
લાંબી શી ડોક ને કાંકસ[2] ચાવતો, ઊંટ જાણી ઘણો ભાર લાદે;
આજ અમૃત જમે, હરખે હળવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે. હરિ૦
પીઠ અંબાડી ને અંકુશ માર સહી, રેણુ[3] ઉડાડતો ધરણી[4] હેઠો;
આજ ચુવા ચંદન, આભ્રણ[5] અંગ ધરી, વેગે જાય છે તું વે'લે બેઠો. હરિ૦
અન્ન ને વસ્ત્ર ને ભૂષણ સર્વ જે, તેહનો તુજને હતો ઉધારો;
નરસૈયાના સ્વામીએ, સર્વ સારું કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો? હરિ૦

૬૧
[ રાગ પ્રભાતિયું ]

મારા નાથજી મુજને, ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો;
ભક્તિ આપી ભલા ભાવથી ભૂધરા, અંતે આવી અહોનિશ રહેજો. મારા૦

૧ હાડછેડ, હટકારી કાઢવું; શરીર ઉપર મારવું. ૨ એક જાતના કાંટાનો છોડ. ૩ ધૂળ. ૪ પૃથ્વી. ૫ ઘરેણાં.

ભક્તિ કારણ મારો દેહ દુર્બળ હશે, દેહ કારણ રખે સ્નેહ જાયે;
આજ મન સાથ જદુનાથ જો વીસરે, વળતી વલે[1] મારી કુણ થાયે? મારા૦
કર્મ કૂડાં કરી, ખાણ ચારે ભરી, નાસવા નીસર્યો નામ બારી;
કૃષ્ણકીર્તન વિના, જામ[2] જાએ વૃથા, જેમ રહે જૂગટે સિદ્ધિ હારી. મારા૦
હું ગર્ભ નાના ફર્યો, નિત્ય ઉજાગરો, નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવ[3] વિષે બૂડતાં, વાહર ને બૂમ નહિ, બાંહ્ય ગ્રહી[4] મુજને કોણ રાખે? મારા૦
અલ્પ આયુષ્યમાં, કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું;
શ્વાસનો શો વિશ્વાસ, નહિ નિમિષનો, આશ અધૂરી અને એમ મરવું. મારા૦
ઉત્તમ મધ્યમ, વરણ તું વિઠ્ઠલા, પ્રકટ થઈ ને દરશન પમાડો;
નરસૈયા રંકને, ટંક[5] કરુણા કરો, દીનબંધુ વજ્યો આંક આડો. મારા૦

૬૨

[ રાગ પ્રભાતિયુ ]

જે ગમે જગતગુરુદેવ જગદીશને, તે તણો ખરખરો[6] ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે, ઊગરે એક ઉદ્વેગ ધરવો. (ટેક)
હું કરું હું કરું, એ જ અજ્ઞાનતા, શકટનો[7] ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણી પેરે, જોગી જોગેશ્વરા કોઈક જાણે. જે૦
નીપજે નરથી તો કોઈ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ દષ્ટે આવે નહિ, ભવન પર ભવન પર[8] છત્ર દાખે. જે૦
ઋતુ લતા પત્ર ફળફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ સોચે;
જેહના ભાગ્યમાં, જે સમે જે લખ્યું,[9] તેહને તે સમે તે જ પહોંચે. જે૦
ગ્રંથ ગરબડ કરી વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન વચન કર્મથી આપ માની લહે, સત્ય છે એ જ મન એમ સૂઝે. જે૦
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી, નરસૈયો એમ કહે, જન્મ પ્રતિ જન્મ હરિને જ જાચું. જે૦

૧ ગ્નિર્ગત. ૨ પહોર. ૩ સંસારરૂપી સાગર. ૪ હાથ પકડી ૫ થોડી ટાંક જેટલી. ૬ શોક, દુઃખ. ૭ ગાડાનો. ૮ ઘર. ૯ પાઠભેદ—'જેહના ભાગ્યમાં, જેહને જે લખ્યું,' બીજી પ્રતમાં નીચેની કડી વિશેષ જોવામાં આવે છે અને તે ત્રીજી કડી પછી આવે છે:

'કાષ્ટની પૂતળી કોટી લટકાં કરે, મરકટ માનવી ચાહી નચાવો;
અખિલ બ્રહ્માંડમાં એક છે નાથ તું, પુણ્ય ને પાપ નામ કહાવો.'

૬૩

[ રાગ પ્રભાતિયુ ]

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જેથકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કરે, અરથ કાંઈ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વહાયે.[1]
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખ પાર હોયે;
અવર[2] વેપાર તું, મેલ મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મોંએ.
પટક[3] માયા પરી, અટક ચરણે હરિ, વટક મા[4] વાત સુણતાં જ સાચી;
આશનું[5] ભવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી.
અંગ જોબન ગયું, પલિત પિંજર[6] થયું, તોય નથી લેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેત રે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લહેકાવતાં[7] રાજ લેવું.
સરસ ગુણ હરિતણા, જે જને અનુસર્યા, તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈયા રંકને, પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે.

૬૪

[ રાગ પ્રભાતિયુ ]

તારા દાસના ચરણની રેણ મસ્તક ધરું, જેથકી કોટી કલ્યાણ પામું;
નીરખતાં નેહશુ, નેત્ર અમૃત ઠરે, ભવતણાં પાપ તે ક્ષણમાં વામું. (ટેક)
ભક્તને ભેટતાં કિલ્બિષ[8] નવ રહે, જ્ઞાનદીપક થકી તિમિર નાસે;
ધન્ય ધન્ય ભાગ્ય જે સાધુસગત કરે, શ્રીકૃષ્ણકીર્તન થકી કૃષ્ણ ભાસે. તારા૦
એક ક્ષણવાર જે સંતસંગત કરે, ધન્ય ઘડી જંતુની[9] તે જ જાણો;
ભણે નરસૈયો, ભવસાગર બૂડતાં, હરિજન નાવ નિશ્ચે પ્રમાણો. તારા૦

૬૫

[ રાગ પ્રભાતિયુ આસામાંડ—ઝપતાલ ]

સમરને શ્રીહરિ, મેલ મમતા પરી, જોને વિચારીને મૂળ તારું;
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો? વગર સમજે કહે મારું મારું. સમર૦
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહસંબંધ તજે, નવનવા બહુ થશે, પુત્ર કલત્ર[10] પરિવાર વહાયે.[11] સમર૦

---

૧ છેતરે. ૨ બીજો. ૩ તરછોડી નાખ ૪ મનમા શકા ઉત્પન્ન ન કર. ૫ આશાનુ. ૬ પળિયાં આવેલું શરીર, (पलित मुण्डम्). ૭ ઉછાળતા. ૮ પાપ. ૯ જંતુ એટલે નાનુ જીવડું—મનુષ્ય. ૧૦ સ્ત્રી. ૧૧ છેતરે.

ધ્યન તણું ધ્યાન તું, અહોનિશ આદરે, એ જ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્પા, કેમ ગયો વીસરી,
હાથથી બાજી ગઈ થયો રે ખોટી. સમર૦
ભરનિદ્રા ભર્યો, રંધી[1] ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણી કાં ન જાગે!
ન જાગતા નરસૈયા, લાજ છે અતિ ઘણી,
જનમોજનમ તારી ખાંત ભાગે. સમર૦

૬૬

[રાગ પ્રભાતિયું]

પારકી હુંશે[2] મહતા કરે પ્રાણિયા, પુણ્ય પાખી સર્વ વાત ખોટી;
કે તેં તો કર્પણ કોદરા વાવિયા, ક્યાંથી જમે તું તો દાળરોટી? પારકી૦
કે તેં તો દાન કદી આપ્યું અજાતણું,[3] ક્યાંથી દુહે તું તો ઘેર ઝોટી?[4]
કે તેં તો કથિર સોનારને આપિયું, ક્યાંથી પહેરે તું તો કનકકોટી?[5] પારકી૦
પુણ્યથી રિદ્ધિ છે, પુણ્યથી સિદ્ધિ છે, પુણ્યથી પહેરશો ડગલો ડોટી;[6]
ભણે નરસૈયો તું પુણ્ય કર પ્રાણિયા, પુણ્યથી પામશે પદવી મોટી. પારકી૦

૬૭

હું સદા દીન, તું દયાળ દામોદરા, હે દીનાનાથ એ વિચારી;
ચરણને શરણ આવ્યો કૃપાનાથ હું, તું લે સંભાળ ગોપાળ મારી.
હું સદા દીન૦
દેવના દેવ સુણ ભક્તવત્સલ હરિ, વિશ્વપાલક એવું બિરદ તારે;
એમ જાણું, ગમે તેમ કર ત્રિકમા, અવર સ્વામી ન કોઈ શિર મારે.
હું સદા દીન૦
જો મારાં કરમ સામું ભાળે ભૂધરા, પતિતપાવન તારું નામ જાશે;
છોડતાં છૂટતું નથી હવે શ્યામ તું, છોડે તો નિશ્ચે ઉપહાસ થાશે.
હું સદા દીન૦
આવીને દ્રૌપદી સામે ઊભો રહ્યો, નામ પોકારીને સહાય માગે;
તેમ તુજ નામનો નરસૈયો જપ કરે, રાખ શરણે તુજ ચરણ આગે.
હું સદા દીન૦

---

૧ રુંધવુ. ૨ હૂંશે-(હોંસનું અપભ્રંશ) આશા, કુમક, મદદ. ૩ બકરાનું. ૪ ગાય. ૫ કાનમાં પહેરવાનું એક ઘરેણું. ૬ એક જાતનું વસ્ત્ર.

૬૮

શ્રીહરિ, નરહરિ, કૃષ્ણ કૃપા કરી, રાખો લક્ષ્મીવર ચરણ શરણે;
શોક મોહે ગયા, જન્મ સઘળા વૃથા, દુષ્ટ ચિંતા કરી ઉદર ભરણે.
શ્રીહરિ, નરહરિ૦
માત તું, તાત તું, ભ્રાત તું ભૂધરા, તુજ વિના અવર કોને ન જાણું;
દાસ હું, નાથ તું, એમ સમજી સદા, દ્વારમાં બેસી તુજ ગુણ વખાણું.
શ્રીહરિ નરહરિ૦
શરણ દો શ્રીહરિ, દીન જાણી કરી, સર્વદા દાસને ચરણે રાખો,
બેઉ કર જોડીને નરસૈયો વીનવે, નિત્ય પ્રતિ નિત્ય, કરુણાએ દાખો.
શ્રીહરિ, નરહરિ૦

૬૯

દેવા ભક્તિ આપો મને, ભક્તિ આપો મને,
વિષયના સુખથી મન ઉથાપો.
કૃષ્ણ કરુણા કરો, કર મારો ગ્રહો,
મોહમાયા તણી જાળ કાપો. દેવા ભક્તિ૦
સુરનર મુનિવર સ્તુતિ નિશદિન કરે,
વેદવાણીથી બ્રહ્મા વખાણે. દેવા ભક્તિ૦
ભણે નરસૈયો તે ધન્ય છે ધન્ય,
જે ભક્તિરસ પૂર્ણ પ્રેમે પ્રમાણે. દેવા ભક્તિ૦

૭૦

પ્રેમરસ પા ને તું મોરના પિચ્છધર,
તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે. (ટેક)
દૂબળા ઢોરનું કુશકે મન ચળે,
ચતુરધા મુક્તિ તેઓ ન માગે. પ્રેમરસ૦
પ્રેમની વાત પરીક્ષિત પ્રીછયો નહીં,
શુકજીએ સમજીને રસ સંતાડ્યો;
જ્ઞાન વૈરાગ્ય કથી ગ્રંથ પૂરો કર્યો,
મુક્તિનો માર્ગ એવો દેખાયો. પ્રેમરસ૦

મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને,
જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિ રે જોગી;
પ્રેમને જોગવ્યો વ્રજતણી ગોપિકા,
અવર વિરલા તુજ ભક્ત ભોગી. પ્રેમરસ૦
પ્રેતને મુક્તિ તો પરમ વલ્લભ સદા,
હેતના જીવ તે હેત તૂટે;
જન્મોજન્મ લીલારસ ગાવતાં,
લહાણનાં વહાણ જેમ દ્વાર છૂટે. પ્રેમરસ૦
મેં ગ્રહ્યો હાથ ગોપીનાથ ગરવાતણો,
અવર બીજું હવે કંઈ ન ભાવે;
નરસૈયો મૂઢમતિ ગાય એમ ગુણ કથી,
જતિ સતીને તો સ્વપ્ને ના'વે. પ્રેમરસ૦

૬૧

બચવા ભવસિંધુમાં અતિશે મહાભય થકી,
રાખ્ય હરિનામનું નાવ મેલી;
ઘોર ઘુઘવાટ જલવેલની રેલ પર,
મહેરના પવનમાં મહેલ ઠેલી. બચવા૦
વિષયતૃષ્ણા પરો મોહ મન ના ધરો,
હું ને મારું તેમાં જગત ડૂબે;
શરણે રહ્યા તેને ભવભય ના નડે,
અળગા ટળ્યા થયા અસુર સહુએ. બચવા૦
સુખ તો અલ્પ ને દુઃખ ડુંગર સમાં,
જન્મ્યો છે જંતુ આ જન્મરોગી;
એક નિશ્ચે પ્રભુ નામના આશરે,
રહે કોઈ વિરલા ભક્તિભોગી. બચવા૦
જન્મોજન્મના તાપ નિવારવા,
નામ મંગળ શ્રીહરિનાં ઉચ્ચારે;
બેઉ કર જોડીને નરસૈયો વીનવે,
ભવજળે બૂડતાં એ જ તારે. બચવા૦

૭૨

સાંભળ સૈયર સૂરતા ધરીને, આજ મેં એને દીઠો રે. (ટેક)
જે દીઠો તે દીઠા જેવો, અમૃત પે અતિ મીઠો રે. સાં૦
દષ્ટે ન આવે નિગમ જે ગાવે, વાણીરહિત વિચાર્યો રે;
સત્ય અનંત અગોચર કહીએ, નવધાથી પણ ન્યારો રે. સાં૦
નવધામાં તો નથી નિવેડો, દશધામાં દેખાશે રે;
અજર અમર સુખના રસ એવા, પ્રેમીજનને પાશે રે. સાં૦
જ્યાં લગી જેમ છે તેમનો તેમ છે, વધેઘટે નહિ વા'લો રે;
આવે ન જાય, ન જાય ન આવે, નથી ભર્યો નથી ઠાલો રે. સાં૦
અદ્વૈત બ્રહ્મ અનુપમ લીલા, અસંખ્ય જુગનો એવો રે;
જોગ જગન જપથી દુર્લભ, વળી જેવો માને તેવો રે. સાં૦
પરાત્પર પૂર્ણાનંદ પોતે, અપરમ ગત છે એની રે;
એ પદ ક્ષર–અક્ષરની ઉપર, ચિત્તમાં જો તું ચેતી રે. સાં૦
હું તું મટશે, દુગ્ધા ટળશે, નિર્ભય થાશે નીરખી રે;
નરસૈયાનો સ્વામી પામી, હૈડામાં હું હરખી રે. સાં૦

૭૩

અનુભવિયા રસ માણે મારી સજની, જે જાણે તે જાણે રે. (ટેક)
એ અનુભવ દેવોને દુર્લભ, સનક સનંદન ભોગી રે;
એ રસ શિવ કૈલાસે માણે, જાણે શુકદેવ જોગી રે. અનુ૦
ચૌદ લોકથી અપાર જે કહીએ, તે આનંદ સુખરાશી રે;
જ્યાં પરમાનંદ ત્યાં હોય આનંદ, અનંત અચળ અવિનાશી રે. અનુ૦
એ આનંદરસ જે પીએ તે, પાયે પરમ સુખધામ જ રે;
નરસૈયાનો સ્વામી એવો, આનંદપૂરણ કામ જ રે. અનુ૦

૭૪

હરિનામ વિના નર સૂતકી, એને અડવાનો અધિકાર નહીં. (ટેક)
પ્રભુ તજી અવર ઉપાસે જે, ધિક ધિક્ તેનો અવતાર સહી. હરિ૦
હરિરંગે રાતો રહે ગુણ ગાતો, કરતો ગોવિંદ ગુણગાન રે;
પ્રેમભક્તિ રસમગ્ન શ્યામનું, નિશદિન ધરતો ધ્યાન રે. હરિ૦
તપ કરે તીરથ કોટિ કરે કોઈ, નહિ આવે તે તોલે રે;
ભણે નરસૈયો ધન્ય ધન્ય, શ્રીરામકૃષ્ણ મુખ બોલે રે. હરિ૦

૭૫

[પ્રભાતિયું]

ધન્ય રે ધન્ય મહાપુણ્ય જશોદા તણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે;
નંદનો નંદ આનંદ થઈ અવતર્યો, શેષ બળિભદ્ર સંગે બિરાજે. ધન્ય રે૦
અમર આહીર,[1] અરધાંગ ગોપાંગના,[2] વૃક્ષવેલી સર્વ ઋષિરાણી;
ભક્તિ તે રાધિકા, મુક્તિ જસોમતી, વ્રજ વૈકુંઠ તે વેદવાણી. ધન્ય રે૦
નિગમ વસુદેવજી, ગાય ગોપી ઋચા,[3] દેવકી બ્રહ્મવિવાદ કહાવે;
બ્રહ્મ કર લાકડી, વેણુ મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે. ધન્ય રે૦
ઇંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ નરસૈંને કીધો. ધન્ય રે૦

૭૬

[રાગ રામકલી—ભૈરવ અથવા પ્રભાતિયું]

વર્ણના ધર્મ તે, કર્મ કરવાં ટળ્યાં, મર્મ જાણ્યો ત્યારે ભર્મ ભાગ્યો;
શ્રી રાધિકા કૃષ્ણ, ભજ સચ્ચિદાનંદને, તેથી નથી કાંઈ ધર્મ આઘો. વ૦
મનુષ્યને કર્મ કરવાં ઘટે જ્યાં લગી, ત્યાં લગી ભક્તિનો ભેદ અળગો;
ભાવે ગોવિંદમાં ભજન ભેદી રહો, એક ઉપાસના જઈને વળગો. વ૦
જાગ ને જોગ જગન નરથી ટળ્યા, ભૂખ વેઠી શીદ વ્રત કરતો!
તીર્થની સોચના મેલ મનથી પરી, દેહ દમીને કાં જંજાલ કરતો! વ૦
સકલ સાધનતું શ્રીહરિ નામ છે, પાર પામ્યા કોઈ સંત પૂરા;
શાસ્ત્રરૂપી એ સમુદ્ર તરે જેટલા, જાળ કાપી ગયા જન શૂરા. વ૦
મારે તો આશરો, એક હરિનામનો, છેક[4] આવ્યો હવે ક્યાંરે જઈએ!
ભણે નરસૈંયો એ નામને આશરે, નામ ને મૂર્તિમાં લીન રહીએ. વ૦

શાને તેં દેહ ધરી? સમરને શ્રીહરિ, આવ્યો સંસારમાં શું રે કરવા?
માયાની જાળમાં મોહ પામી રહ્યો, અવનિ પર અવતર્યો ભાર ભરવા.[૧] અ૦
ભક્તિ કારણ જેને ભૂધરે દેહ ધરી, ભાવે ભરવાડની છાશ પીધી;
શંકર ઉગારીને ભસ્માંગદ મારિયો, આપી કૈલાસ ઉમિયા રે દીધી. અ૦
લોકની લાજ, મરજાદ તે પરહરો, નિરભે થઈને હરિગુણ ગાવો;
મનના મનોરથ પૂરશે માવજી, તજી સંસાર વૈકુંઠ જાવો. અ૦
દેહ દમન ષટ્કર્મથી વેગળો, સાધનવાળો જે જગ્ન જાગે;
નરસૈયાચા સ્વામી, સબળવશ ભક્તિને, અવર ઉપાય નહીં દેહ તાગે.[૨] અ૦

૯૮

[ રાગ રામકલી–ભૈરવ અથવા પ્રભાતિયું ]

અલ્યા નામ પામ્યો, પણ રામને નવ લહ્યા, વૈષ્ણવપદ કેરું બિરદ ઝાલે;
પુત્ર વિના જેમ ઘર મધ્યે પારણું,[૩] વર વિના તે જેમ જાન મહાલે.
વ્યાધિની વેદના વિશ્વની ના ટળે, ઠાલો ગગનમાં મેઘ ગાજે;[૪]
હરિને જાણ્યા વિના હરિકેરો જન થયો, વાત પકવાનથી ભૂખ ન ભાગે.
તું એમ જાણે જે હરિજન હું થયો,[૫] વિષ્ણુપદ ગાઈ થયો ભક્ત ભવમાં;
કરણી તો કાગની હોડ[૬] કરે હંસની, હંસને તો હસી કાઢે લવમાં.[૭]
પિંડમાં પ્રભુ પણ પ્રગટ પેખે નહિ, ફોકટ ભમે તે દૂર ભાળે;
અગણિત બ્રહ્મનું ગણિત લેખું કરે, દુષ્ટ ભાવે કરી માળ ઝાલે.
જે નિરાકારમાં જેહનું મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતિ ભાગે;
દાસ નરસૈયો કહે તેને ચરણે નમું, જ્ઞાન–વિજ્ઞાનની[૮] જ્યોત જાગે.

૯૯

બોલ્યને શામળા, આવડા શા આમળા, કામળામાં મન કેમ રાખે? (ટેક)
કોટિ બ્રહ્માંડપતિ ઝાઝું શું કહું કથી, વા'લા વિસારી મને કેમ નાખે?
બોલ્યને શામળા૦

૧ પાઠભેદ–'ભાર કરવા.' ૨ તાગા કરવા, દેહને સંકટ આપવું અથવા દેહના ત્યાગ–મરણથી. ૩ પા૦ 'ઘર વચ્ચે પુત્ર વિના જેવું પારણું.' ૪ પા૦ 'વિરહની વેદના, ભેખ ધરે નવ સમે, વરસાદ વિના જેમ ગાજે નભે, અરથ સર્યો કંઈ જીવ સાધર્યો, વસ્તુ વિના નહિ ભૂખ ભાગે.' ૫ પા૦ 'મને એમ જાણ્યું જે હરિજન હું થયો, વૈષ્ણવપદ ગાયા તે ભક્તિ ભાવે.' ૬ સ્પર્ધા, હરીફાઈ. ૭ જરા, લગાર, સહેજ અથવા બકવાદમાં. ૮ જ્ઞાન તે જાણવું, વિજ્ઞાન તે અનુભવ સાથે જાણવું.

ગજને ઉગારિયો ધ્રુવને પહોંચાડિયો, મારિયો રાવણો લંક ભૂપ;
હમણાં શું હારિયો કોણે તુંને વારિયો? નારીઓ મોહી રહી નિજ રૂપ.
બોલ્યને શામળા૦
અલ્યા મૂક્ય રે મરકડાં ફોકટ ફરકડા હરકડા મૂક્ય વારું રે વા'લા;
નરસૈયા વિના તને આપ કોણ પ્રીછવે, નગણા ન થઈએ મારા નંદલાલા.
બોલ્યને શામળા૦

૮૦

ખરેખર કાનુડા તારું મન ચોદશ ભમે, જાણે નાગર કંઈ દાન આપે
અલ્યા નામ લક્ષ્મીવરા કરો લાલચા, રંકને લોભિયા શું સંતાપે!
ખરેખર કાનુડા૦
તાંદુલ લઈ રિદ્ધ વિપ્રને મોકલી, ભવન શીધું વૈકુંઠ સરખું;
માહરે તો દાન તું જ્ઞાન તું ભૂધરા, નિત્ય પ્રત્યે તારા ચર્ણ નીરખું.
ખરેખર કાનુડા૦
મન મોટું કરો હાર કંઠે ધરો, હરખીને વહેલા મંડપ આવો;
ભણે નરસૈયો રજની સહુ વહી ગઈ, દુષ્ટને હાથથી મને મુકાવો.
ખરેખર કાનુડા૦

૮૧

સદા તું દયાળ, હું દીન દામોદરા, હે દીનાનાથ જોને વિચારી;
ચરણને શરણ આવ્યો કૃપાનાથ હું, કરો સંભાળ ગોપાળ મારી.
સદા તું દયાળ૦
દેવના દેવ સુણ દેવકી બાળકા, વિશ્વપાલક એવું બિરદ તારે;
એવું જાણી ઘટે તેમ કરો ત્રિકમા, અવર કો અધિપતિ નહિ રે મારે.
સદા તું દયાળ૦
જોઈ મારાં કરમને ભૂલીશ તું ભૂધરા, પતિતપાવન તારું નામ જાશે;
છાંડતાં તો નથી છૂટવું શામળા, છાંડતાં તારું ઉપહાસ્ય થાશે.
સદા તું દયાળ૦
દુષ્ટ ભાવે થકી તેં હણી પૂતના, જમદૂતના પંથથી તેં નિવારી;
મામકી નાર કીરતન કરી આંધરી, તું વિના કોણ તારે મુરારી!
સદા તું દયાળ૦

દ્રૌપદીને તેં પટકૂળ પૂરિયાં, થાપીઓ ધ્રુવ અવિચલ આગે;
તેમ તારા નામનો નરસૈયો જપ કરે, રાખ શરણે તું ને લાજ લાગે.
સદા તું દયાળ૦

૮૨

દેવા ભક્તનો ઈશ તું વિષ્ણુ કહાવે સદા, કાંગવાનું દાન તુંને કેમ ભાવે?
વિપ્ર સુદામાને નવનિધ આપી તેં, માહારી આગળ કેમ ના'વે? દેવા૦
કૃષ્ણ કૃપાળ કૃપણ થયા શ્રીહરિ, સદા સેવક જન પ્રતિ રે પાળ;
નાસી કરીને ગિરિ મધ્યે જઈ રહ્યા, કાળયવનનો આણ્યો કાળ. દેવા૦
શિશુપાળ, જરાસંધ, કંસ, નરકાસુર, તેહ તણા રે અહંકાર મોડ્યા;
પૂતના, અઘાસુર, કેશી, બકાસુર, વેરભાવે તેના બંધ છોડ્યા. દેવા૦
ભાવે કભાવે જેણે આરાધિયો, ગર્ભનિવાસ નહિ આવે વળતો;
ભણે નરસૈયો હું ભાવથી વરણવું, રખે ત્રિકમ મુંને રાખે ટાળતો! દેવા૦

૮૩

ઓ ભાઈ રે શાંતિ પમાડે, તેને તો સંત કહીએ;
એના દાસના દાસ થઈ રહીએ રે. (ટેક)

વિદ્યાનું મૂળ મારા ગુરુએ બતાવ્યું, ત્યારે મહેતાનો માર શીદ ખઈએ?
શીના ગુરુજી ને બોધ નવ આપે, ત્યારે તેના ચેલા તે શીદ થઈએ?
ઓ ભાઈ રે૦

વૈદની ગોળી ખાતાં દુઃખ નવ જાય, ત્યારે તેની ગોળી કેમ ખઈએ?
લીધા વળાવા ને ચોર જ્યારે લૂંટે, ત્યારે તેની સોબતે શીદ જઈએ?
ઓ ભાઈ રે૦

કલ્પવૃક્ષ સેવીએ ને દારિદ્રય ઊભે, ત્યારે તેની છાયામાં નવ રહીએ;
રાજાની નોકરીમાં ભૂખ નવ ભાગે, ત્યારે તેની વેંડે તે શીદ જઈએ?
ઓ ભાઈ રે૦

નામ અમૂલ્ય મારા ગુરુએ બતાવ્યું છે, ને તે તો ચોટ્યું છે મારા હૈયે;
મહેતા નરસૈયાની વાણી છે સારી, તો શામળાને શરણે જઈએ.
ઓ ભાઈ રે૦

૮૪

જન્મ ધરી શું કીધું રે, મનુષા જન્મ ધરી શું કીધું ? (ટેક)
ક્યાંથી આવ્યો ને ક્યાં તું જશે? એકે કામ ન સીધું રે. જન્મ૦
અમૃતનો રસ ઢળતો મૂકી, વિષ હળાહળ પીધું રે. જન્મ૦
નરસૈનો સ્વામી પતિતપાવન, નામ તેનું નવ લીધું રે. જન્મ૦

૮૫

[ રાગ રામકલી ]

ધન્ય ધન્ય રે જીવતર વૈષ્ણવનું, જ્યાં જોઈએ ત્યાં હરિગુણ ગાય રે;
ચૌદ લોકમાં પહેલી પૂજા, નરનારી તે વૈકુંઠ જાય રે. ધન્ય૦
વૈષ્ણવ કેરાં કહું ગુણલક્ષણ, તિલક, છાપ ને તુલસીમાળ રે;
વૈષ્ણવ કેરો વેશ દેખીને, જમ કિંકર નાસે તતકાળ રે. ધન્ય૦
જન્મ-મરણના ફેરા છૂટે, જમ જોખમથી રાખે અંગ રે;
સંસાર માંહે તે નર જીત્યા, જેને વૈષ્ણવ નિશદિન સંગ રે. ધન્ય૦
ધ્રુવની દઢ ભક્તિને જાણી, અવિચળ પદવી આપી રે;
ભક્ત પ્રહ્‌લાદ ઉગારી લીધો, જન્મ જડાજડ કાપી રે. ધન્ય૦
જે જન સાચો ભાવ જ રાખી, જપે શ્રીજગદીશ રે;
શરણાગત રાખે શામળિયો, કાપે સૌ કિલ્વિષ રે. ધન્ય૦
શ્રીદામોદર જેવો દાતા, જગમાં ન મળે કોય રે;
નરસૈયો કે' નિશદિન જપીએ, સકળ કારજ સિદ્ધ હોય રે. ધન્ય૦

૮૬

તમારો ભરોંસો મને ભારી રે, સીતાના સ્વામી
તમારો ભરોંસો મને ભારી. (ટેક)
રંક ઉપર વા'લો ચમર ઢોળાવે, ભૂપને કીધા ભિખારી રે. તમારો૦
નખ વધારી હિરણ્યકશ્યપ માર્યો, પ્રહ્‌લાદ લીધો ઉગારી રે. તમારો૦
પાંડવોની વા'લે સહાય જ કીધી, લાખા ભુવનમાં મેલી બારી રે. તમારો૦
ભલે મળ્યો મહેતા નરસૈયાનો સ્વામી, નામ ઉપર જાઉં વારી રે. તમારો૦

૮૭

કોઈનો ભાર ન રાખે મુરારિ, આપે વ્યાજ શીખે વ્યર્થ વળી; ..
સુદામાજીના તાંદુલ લીધા, તેના મહેલ કનકના કીધા રે. કોઈ૦

દ્રૌપદીજીનું આવ્યું રે ટાણું, ચીર પૂર્યાં તે નવસેં નવાણું;
પાટો બાંધ્યો છે પીડા જાણી, ચીર પૂર્યાંની એ રે એંધાણી. કોઈ૦
થોડું ચંદન કુબ્જાનું લીધું, એને રૂપ અનુપમ દીધું;
ગોવાળિયે ઓચ્છવ કીધો, વા'લે કર પર ગોવર્ધન લીધો. કોઈ૦
જેનું લીધું હતું તેનું દીધું, તેમાં પરમારથ શું કીધું?
ધન્ય ધન્ય નરસિંહ તારી વાણી, એમ બોલ્યા છે સારંગપાણિ. કોઈ૦

૮૮

વહાલો પ્રેમને વશ થયા રાજી રે, એમાં શુ કરે પંડિત ને કાજી રે? (ટેક)
કરમાબાઈનો આરોગ્યો ખીચડો, ને વિદુરની ખાધી ભાજી;
જૂઠાં બોર શબરીનાં ખાધાં, વહાલે છપ્પન ભોગ મેલ્યા ત્યાગી રે.
વહાલો પ્રેમને૦
વિદુરને ઘેર શ્રીકૃષ્ણ પધાર્યા, ને કેળાં આણ્યાં'તાં માગી;
ગર્ભ કાઢી નાખીને છાલ ખવડાવી, વહાલે તોયે ન જોયું જાગી રે.
વહાલો પ્રેમને૦
ગણિકા હતી તે પોપટને પઢાવતી, ને તેમાંથી લેહ લાગી;
ભગવાન હતા તે સહેજમાં મળ્યા, એની સંસારની ભ્રમણા ભાગી રે.
વહાલો પ્રેમને૦
ભક્તની લોક નિંદા કરે, ને જગત થયું છે પાજી;
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી, માથે ગિરિધર રહ્યો છે ગાજી રે.
વહાલો પ્રેમને૦

૮૯

નીરખને ગગનમાં, કોણ ઘૂમી રહ્યો, તે જ હું તે જ હું શબ્દ બોલે;
શ્યામના ચરણમાં, ઇચ્છુ છુ મરણ રે, અહીંયાં કોઈ નથી કૃષ્ણ તોલે. ની૦
શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી, અનંત ઓચ્છવમાં પંથ ભૂલી;
જડ ને ચૈતન્ય રસ કરી જાણવો, પકડી પ્રેમ સજીવન મૂળી. ની૦
ઝળહળ જ્યોત ઉદ્યોત રવિકોટમાં,[1] હેમની કોર[2] જ્યાં નીસરે તોલે,
સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે, સોનાનાં પારણાંમાંહી ઝૂલે. ની૦

૧ રવિ–સૂર્ય, ઉદ્યોત–પ્રકાશ, કોટ–કરોડો ૨ હેમ–સુવર્ણ; કોર–કોરણ.

બત્તી વિણ, તેલ વિણ, સૂત્ર વિણ જો વળી, અચળ ઝળકે સદા અનળ[1] દીવો;
નેત્ર વિણ નીરખવો, રૂપ વિણ પરખવો, જિહ્વાએ રસ સરસ પીવો. ની૦
અકળ અવિનાશી એ, નવ જ જાયે કળ્યો, અરધ ઉરધ[2]ની માંહે મહાલે;
નરસૈયાચો સ્વામી, સકળ વ્યાપી રહ્યો, પ્રેમના તંતમાં સંત ઝાલે. ની૦

૯૦

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે. (ટેક)
પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એ જ આશે. અ૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિશે ભેદ ન હોયે;
ઘાટ ઘડિયા પછી, નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે. અ૦
ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એ જ મન એમ સૂજે.[3] અ૦
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો[4] એ જ પાસે;
ભણે નરસૈયો એ, મન તણી શોધના, પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે. અ૦

૯૧

શરીર શોધ્યા વિના, સાર[5] નહિ સાંપડે,[6] પંડિતા પાર નહિ પામે પોથે;
તાંદુલ[7] મેલીને, તુષને[8] વળગી રહ્યો, ભૂખ નહિ ભાગે એમ ઠાલે થોથે.
રસના સ્વાદમાં, સર્વ રૂંધાઈ રહ્યા, વિગતિ[9] ગુરુ જ્ઞાન વિના રે ગૂંથે;[10]
વાણીવિલાસમાં, વિવિધ વાણી વડે, પરહરી વસ્રને વળગે ચૂંથે.
શબ્દ શીખે ખરો, સકલ વિદ્યા ભણે, અધ્યાત્મ ઊચરે આવી ઓથે;
પ્રપંચ પિંડમાં રહ્યો, અહંકાર નવ ગયો, આથડ્યો એમ અનંત કોઠે.[11]
શાસ્રકથા કહે, રજનીમાં આથડે, એમ અજ્ઞાનમાં શીશ ગોડે;[12]
ભણે નરસૈયો જે, ભેદ જાણી જુઓ, મેં તો રચી કહ્યું પદ ચોથે.

૧ અગ્નિ, અત્રે ઈશ્વર અથવા સૂર્ય. ૨ અરધ ઉરધ=અર્ધ ઊર્ધ્વ–નીચે અને ઊંચે. ૩ કેટલીક પ્રતમાં આ તુક 'જે ગમે જગતગુરુ દેવ જગદીશને' તેની ચોથી તુક તરીકે દાખલ થયેલી જોવામાં આવે છે. ૪ પટંતર–પડદો, આંતરો. ૫ સત્ય વસ્તુ, જ્ઞાનનો સાચો ભેદ. ૬ જડવું, મળવું. ૭ ચોખા. ૮ છાલાં. ૯ યુક્તિ, બારીકી. ૧૦ ગોઠવે. ૧૧ પેટ, પણ અહીં ગર્ભસ્થાન. ૧૨ અફાળે, સ્થિર થાય.

૯૨

[ રાગ આસામાડ–ઝપતાલ ]

જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા[1] ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય[2] વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. (ટેક)
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપજ્યાં, અણુઅણુમાંહી રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહિ રે અળગી. જા૦
વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ શાખ દે, કનકકુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડ્યા પછી, નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે. જા૦
જીવ ને શિવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈયો એ, તે જ તું તે જ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા.[3] જા૦

૯૩

કેટલાએક મળી વાત એવી કરે, દુષ્ટ બોલે મુખે એવી વાણી. (ટેક)
કામણ મોહન મોહની છે એમાં, મંત્ર બળે એણે આણ્યુ પાણી. કેટ૦
મંત્ર ને જંત્રની વાત જાણું નહીં, કેવળ કૃષ્ણ મારે હૃદયે ભાસ્યો;
પ્રહ્લાદ કારણે સ્થંભમાં પ્રગટિયા, બાળક ધ્રુવને અવિચળ રાખ્યો. કેટ૦
ચાર પદારથ સુદામાને આપિયા, તિમિર ફેડી ત્રિલોચન કીધો;
અમરીખ રાય ઉગારિયો શાપથી, ચક્ર ધરીને હરિ શરણે લીધો. કેટ૦
વેવાઈએ મન વિચાર એવો કરી, મામેરાની ટીપ આપી માંડી;
ત્રણ સહસ્ર સાડલા, ત્રણ સહસ્ર કાપડાં, ત્રણ સહસ્ર ચૂંદડી ચીર સાડી. કેટ૦
ત્રણ સહસ્ર ચોળી કસબ કિનખાબની, રંગ જુદા ને શોભિત તાજા;
સાળુ, ચણિયા બેઉ ખટ સહસ્રો મળી, નહીં નુકસાન કંઈ સર્વ સાજા. કેટ૦
તેણે સમયે વેવાઈએ એવું કહ્યું, તમ પુત્રીએ સહુ ટીપ માંડી,
સહસ્ર બે સહસ્ર લો ઉછીના અમ કને, નહી તો રાત રહી જાવો દોડી. કેટ૦
દીકરીનું લે તે તો કુમ્ભીપાકે પડે, દોંશે હળાહળ કોણ ખાય?
લક્ષ્મીનો નાથ તે લજ્જા મારી રાખશે, મામેરું કર્યા વિના નહીં રે જાય. કેટ૦
તે વેળા નાથજી લક્ષ્મીજી લેઈ ને, પ્રીતે પ્રભુજી મારી લાજ રાખી;
નરસૈયો વિનવે હાર આપો હરિ, દાસનાં દુખ કેમ રહો છો સાંખી? કેટ૦

૧ જાતજાતના, તરેહતરેહના ૨ બ્રહ્મની જુદી જુદી લીલા ૩ મુક્ત થયા, સંસાર તરી ગયા

૯૪

આનંદની હેલી, આજે મારે આનંદની હેલી. (ટેક)
ધન્ય રે ઘડી ઘેર પ્રભુ પધાર્યા, દુઃખ મેલ્યાં હેલી. આજે૦
દ્વારે દ્વારે હું તો તોરણ બંધાવું, પૂજવા જાઉં પહેલી. આજે૦
ભલે મળ્યો મહેતા નરસૈયાનો સ્વામી, પ્રીત હતી પહેલી. આજે૦

૯૫

મારા હરિજી શું હેત ન દીસે, તેને ઘેર શીદ જઈએ? (ટેક)
હેત વિના હુંકારો ન દઈએ, હરખે હૈયું ન હીસે રે;
આગળ જઈ વાતો વિસ્તારે, જેની આંખમાં પ્રેમ ન દીસે. મારા૦
નામ તણો વિશ્વાસ ન ધારે, રૂડું રૂડું શોધે રે;
જાહ્નવી કેરા તરંગ તજી, કૂપતટ પર બેસી ખોદે. મારા૦
હરિ, હરિજન પર ભાવ ન રાખે, ભૂરાયો થઈ ભાળે રે;
નરસૈયા તેનું મુખ ના જોઈએ, હલેચી અંધારું ટાળે. મારા૦

૯૬

વૈકુંઠ ઢૂંકડું રે મારા હરિજન હૃદે હજૂર. (ટેક)
દુરિજનિયાને દૂર દીસે છે, પ્રેમી જનને ઉર. વૈકુંઠ૦
કામ ક્રોધ મદ લોભ નિવારી, કાઢે પાપનું મૂળ;
પુણ્યપંથે પગ ધરે, દૂર કરી માયા મમતા શૂળ. વૈકુંઠ૦
રટે જિહ્વાએ નામ રામનું, ભૂખ્યાને દે અન્ન;
પરનારી માતા પેખે, પથ્થર લેખે પરધન. વૈકુંઠ૦
પીડે નહિ કદી પર આત્માને, મારે નિજનું મન;
ભણે નરસૈયો પ્રિય કરી માને, હરિએવા હરિજન. વૈકુંઠ૦

૯૭

પ્રભુ મને તારો પાર ઉતારો. (ટેક)
વિકટ વમળ ભવસાગરમાં ભય, ભમતાં ન આવે આરો;
વક્ર વદનના મગર પ્રચંડ પૂંઠે, કેડો મૂકે નહિ મારો. પ્રભુ૦
તમ વિણ એક આધાર ન દીસે, આવી નાવર નાવ ઉગારો;
વા'લમ વિનતિ છે નરસૈયા દીનની, પ્રીત કરી ચિત ધારો. પ્રભુ૦

૯૮

હાં હાં રે પાંડવ જૂગટે રમવાને રે બેઠા;
વ્હાલા રે મારા શકુનિ થઈ પાસામાં પેઠા.
હાં હાં રે પાંડવે ભણી રે ગણી નવ જોયું;
વ્હાલા રે પાંડવે જૂગટે રમીને રાજ ખોયું;
હાં હાં રે પાંડવ હાર્યા છે કણના કોઠાર;
વ્હાલા રે પાંડવ હાર્યા છે ગરથ ભંડાર.
હાં હાં રે પાંડવ હાર્યા ઘોડાની ઘોડાર;
વ્હાલા રે પાંડવ હાર્યા છે ઘર કેરી નાર.
હાં હાં રે મને ભરી સભામાં રોતી આણી;
વ્હાલા રે પટ ખેંચ્યાં દુઃશાસને તાણી.
હાં હાં રે કઠિયારો કઠિયારીને પાળે;
વ્હાલા રે રંક તોપણ રળીને ખવરાવે.
હાં હાં રે સર્વે નારીને એક જ પતિ;
વ્હાલા રે મને પાંચે ભરથારે વિપત્તિ.
હાં હાં રે પાંચ પતિમાં ન કોઈએ પ્રમાણી;
વ્હાલા રે મને ભરી સભામાં રોતી આણી.
હાં હાં રે દ્રૌપદીનાં ધ્રૂજ્યાં છે તન;
વ્હાલા રે મારી વારે આવજો ભગવંત.
હાં હાં રે દૂર પંથ છે દ્વારામતી;
વ્હાલા રે વ્હારે ચઢજો શ્રીવૈકુંઠપતિ.
હાં હાં રે ગોવિંદ ગરુડને થઈ છે જાણ;
વ્હાલા રે સહાય કરવા ઊઠ્યા ભગવાન.
હાં હાં રે ગરુડ, જાવું છે હસ્તિનાપુર;
વ્હાલા રે વેગે ચાલોને પંથ ઘણો દૂર.
હાં હાં રે ગોવિંદ ગરુડે ચડીને રે આવ્યા;
વ્હાલા રે સાથે નવસેં નવ્વાણું ચીર લાવ્યા.
વ્હાલા રે બેની તમને પડ્યાં છે રે દુઃખ;
હાં હાં રે તે જોઈ પેટું છે અમને શૂલ.

હાં હાં રે એક એક સૌને સંહારું;
હાં હાં રે રવડતાં તે માથાં રઝળાવું.
હાં હાં રે જેની નારી સૂરજ નથી જોતી;
હાં હાં રે તેને રણમાં હીંડાળું રોતીરોતી.
હાં હાં રે નરસિંહ મહેતાની વાણી;
વ્હાલા રે સુખ પામ્યાં પાંડવ કેરી રાણી.

૯૯

[ રાગ આસ માડ-ઝપતાલ ]

જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો[1] નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષી દેહ તારો એમ એળે ગયો, માવઠાંની[2] જેમ વૃષ્ટિ વૂઠી. જ્યાં૦
શું થયું સ્નાન, સેવા ને પૂજાથકી, શું થયું ઘેર રહી દાન દીધે?
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળલોચન કીધે? જ્યાં૦
શું થયું તપ ને તીર્થ કીધાથકી, શું થયું માળ[3] ગ્રહી નામ લીધે?
શું થયું તિલક ને તુળસી ધાર્યાથકી, શું થયું ગંગજળ પાન કીધે? જ્યાં૦
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે?
શું થયું ખટદર્શન સેવાથકી, શું થયું વરણના ભેદ આણે? જ્યાં૦
એ જે પરપંચ સહુ પેટ ભરવા તણા, આતમારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે તત્ત્વદર્શન વિના રત્નચિંતામણિ જન્મ ખોયો. જ્યાં૦

૧૦૦

[ રાગ પ્રભાતિયું ]

શા સુખે સૂતો, સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે?
તાત ને માત સુત, ભ્રાત ટોળે મળ્યાં, દોહલી[4] વેળા સૌ દૂર જાયે. શા૦
ઊંધે મસ્તક હતો, ઉગ્ર તપ આચરી, ભક્તિ કીધી ભગવાન કેરી;
અવતરી પાશ બંધાયો માયાતણે, લંપટી લાલચે લીધો ઘેરી. શા૦
દિવસે ચોદશ ભમ્યો, રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા;
પલક પરવાર નહિ, હરિને ભજવાતણો, જ્યાં લગી જીવ સંજોગ કાયા. શા૦
ધન ધામે કરી, મોહી રહ્યો લોભિયો, વેદના વીસરી ગર્ભ કેરી;
નાથ ત્રિલોકના, હરિ ન સંભારિયા, જાહરે રાખ્યો'તો જઠરામાં ઘેરી. શા૦

---

૧ ઓળખ્યો. ૨ કઋતુનો વરસાદ. ૩ માળા. ૪ કઠણ; અંતકાળને સમે.

જાગ રે જીવડા, વાજ[1] આવ્યો ઘણું, કેટલોએક પ્રતિબોધ[2] દીજે;
નરસૈયાના સ્વામીને નિત્ય સંભારતાં, દેહનાં દુકૃત[3] દૂર કીજે. શા૦

૧૦૧

[ રાગ રામકલી–ભૈરવ અથવા પ્રભાતિયુ ]

રઝળતી રાંડનાં, રડવડતાં છોરકાં, કોણ શિક્ષા દઈ ઠોર[4] આણે?
અંધ ગુરુએ વળી, નિરંધ ચેલા કર્યા, બ્રહ્મની વાત તે શું રે જાણે? રઝ૦
ભરમે ભૂલા ફરે, આનંદે આથડે, પૂર્ણ બ્રહ્મ પોતે ન જાણે;
સ્વપ્નાનું સુખ સાચું કરી લેખવે, પાસેથી પ્રભુને દૂર વખાણે. રઝ૦
મૂરખ મમતા કરે, ભૂતળ ભમતા ફરે, જોને રિઝાય તે કર્મકાંડે;
શ્રીમંતનું સુખ નિર્ધનને ન મળે, વાદ કરે ને વિષે[5] વખાણે. રઝ૦
નિરગુણ નાથને, નીરખી તે નવ શકે, સિરગુણને[6] સરતે[7] ન જાણે;
ચેતન નિંદા કરે, જડની વંદના કરે, અચેત ભૂલ્યો ફરે ભિન્ન ભાવ આણે. રઝ૦
અગમ ગુરથી નિગમ શિષ્ય નીપન્યા, તે બ્રહ્મની વાતોનો ભેદ જાણે;
પાસેથી અન્ય અળગો રે દેખે નહિ, નરસૈયો પાસુ તે કોણ તાણે? રઝ૦

૧૦૨

એક તું એક તું એમ સૌ કો સ્તવે, કોણ હું તે નહિ કો વિચારે;
કોણ છુ ક્યાં થકી આવિયો જગ વિષે, જઈશ ક્યાં છૂટશે દેહ ત્યારે. એક૦
પ્રતિદિને જડ કને જઈ કરી માંગતો, ઈશ તું સાહ્ય થાજે સદા રે;
તોય પણ દુઃખ તો લેશ ટળતું નથી, થાકતો નથી તું કદા રે. એક૦
કોઈ તો ઉદધિ–ગગનમાં તાકતા, ભાખતા જોડ હું નમ્ર વાણી;
કોણ હું કોની કને, માગુ શા હક થકી, તે નથી જાણતા મૂર્ખ પ્રાણી. એક૦
એમ કરતાં કદી લાભ જો પામિયો, તો કહે હરિતણી સાહ્ય થઈ રે;
કામ કથળ્યા થકી ભવિષ્યને ભાંડતો, પૂર્વનાં કર્મનું નામ લઈ ને રે. એક૦
પૂર્વનાં કર્મ જો હરિ ભજે નવ ટળે, તો કહો કોણ તે કામ કરશે?
સત્ય સમજી કદી પરમ પદ પરખશે, ભવભય ભ્રમને તે જ હરશે. એક૦
આકના વૃક્ષથી અમૃતફળ તોડવા, મૂર્ખો જો કદી આશ ધરશે;
એમ વૃથા તેહનો તો જઈ જગ વિષે, જ્ઞાનહીનો સદા તે જ ઠરશે. એક૦

---

૧ કાયર, હેરાન, પીડા. ૨ ઉપદેશ. ૩ (દુષ્કૃત)—નઠારાં કર્મ. ૪ ઠેકાણે.
૫ વિષયો. ૬ સગુણને. ૭ આંખે.

આપણા કુળમાં કોઈએ ન કીધું, તે આપણ કેમ કરીએ રે ?
વૈરાગી થઈ નાટક નાચીએ, તુલસી તિલક કેમ ધરીએ રે ? દુર૦
જેવા તેવા હોય તે હરિગુણ ગાયે, તે આપણ કેમ ગાઈયે રે ?
કૃષ્ણનામની કથા થાય જ્યાં, ત્યાં આપણ નવ જઈયે રે. દુર૦
આપ ક્લેશ ને ક્રોધના ભરિયા, સઘળાને ઊંધું સમજાવે રે;
જમકિંકરના માર જ પડશે, ત્યારે આડે કોઈ નહિ આવે રે. દુર૦
કુળને તજશે ને હરિને ભજશે, સહેશે સંસારનું મહેણું રે;
ભણે નરસૈંયો હરિ તેને મળશે, બીજી વાતે વાહશે વેહણું રે. દુર૦

૧૦૯

ભક્તિ વિના જે જન જીવે, તે કયમ કહીએ માનવ દેહ રે ?
મન કર્મ વચને હરિ નવ સેવ્યા, ભૂલ્યા ભવમાં ભટકે તેહ રે. ભક્તિ૦
દશ માસ ઉદરે દુઃખ પામ્યો, કરતો ખરને ભાર રે;
દેહ ધરી હરિનો દાસ ન કહાવ્યો, તેની જનનીને ધિક્કાર રે. ભક્તિ૦
વૈષ્ણવ જન જેને નહીં વહાલા, તેહને ન હોય કૃપા નિર્ધાર રે,
નરસૈંયાના સ્વામીની નિશ્ચય લીલા, બીજા વિવિધ ધર્મ વ્યભિચાર રે. ભક્તિ૦

૧૧૦

વાસ નહિ જ્યાં વૈષ્ણવ કેરો, ત્યાં નવ વસીએ વાસડિયાં;
શ્વાસોશ્વાસ હરિસ્મરણ ન કરે જે, શ્વાસ ધમણ કેરી શ્વાસડિયાં. વાસ૦
જીભલડી જપમાળા ન જપે તો, જીભલડી નહિ ખાસડિયાં;
જનમ તેનો નહિ લેખામાં, જે ન કહેવાય હરિ દાસડિયાં. વાસ૦
મોહનજીની માયા પાખે, અવર માયા જેમ ફાંસડિયાં;
ભણે નરસૈંયો ભારે મરી, માવલડી દશ માસડિયાં. વાસ૦

૧૧૧

નારાયણનું નામ જ લેતાં, વારે[1] તેને તજીએ રે;
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીએ રે. નારાયણ૦
કુળને તજીએ કુટુંબને તજીએ, તજીએ મા ને બાપ રે;
ભગિની સુત દારાને[2] તજીએ, જેમ તજે કંચુકી[3] સાપ રે. નારાયણ૦
પ્રથમ પિતા પ્રહ્લાદે તજિયો, નવ તજિયું હરિનું નામ રે;
ભરત–શત્રુઘ્ને તજી જનેતા, નવ તજિયા શ્રીરામ રે. નારાયણ૦

૧ રોકે. ૨ પત્નીને. ૩ કાંચળી.

ઋષિપત્ની શ્રીહરિને કાજે, તજિયા નિજ ભરથાર રે;
તેમાં તેનું કાંઈએ ન ગયું, પામી પદારથ ચાર[1] રે. નારાયણ૦
વ્રજવનિતા વિઠ્ઠલને કાજે, સરવ તજી વન ચાલી રે;
ભણે નરસૈયો વૃંદાવનમાં, તે તો ઘણું મહાલી રે. નારાયણ૦

૧૧૨

જેણે રે ગોવિંદરામ તમને વિસાર્યા રે,
તમને વિસાર્યા તે તો ભવોભવ હાર્યા રે. (ટેક)
તમને વિસારીને કોઈએ ન સુખ લીધાં રે,
અમૃત ઢોળી ઝેર હળાહળ પીધાં રે. જેણે રે૦
જેણે રે ગોવિંદરામ તમને ન ગાયા રે,
એ તો નર અંતે પછી પૂરણ પસ્તાયા રે. જેણે રે૦
તમને વિસારીને લાગ્યા જે બીજે કામે રે,
એ તો જન બેઠા કદી ઠરીને ન ઠામ રે. જેણે રે૦
જેણે રે ગોવિંદરામ તમને ન જાણ્યા રે,
એ તો નરે સાચાં સુખ સ્વપ્ને ન માણ્યાં રે. જેણે રે૦
તમને વિસારીને માયામાં પ્રાણી મોહ્યા રે,
મોંઘો નરદેહ ખોઈ ભવોભવ રોયા રે. જેણે રે૦
જે નર ગોવિંદરામ તમને તો ભૂલ્યા રે,
એ તો લખ ચોરાશીનાં દુઃખડાંમાં ડૂલ્યા રે. જેણે રે૦
તમને વિસારીને અવર રંગે રીઝ્યા રે,
ભણે નરસૈયો તેનાં કારજ ન સીધ્યાં રે. જેણે રે૦

૧૧૩

જેણે રે શ્રીરામચરણ રસ ચાખ્યો,
તેણે તે સંસારીડો તુચ્છ કરી નાખ્યો. (ટેક)
જે રસ શુક–સનકાદિકે પીધો, જે રસ પ્રેમથી પ્રહ્‌લાદે પીધો. જેણે રે૦
જે રસ ધ્રુવ–વિદુરજી ચાખ્યો, જે રસ અંબરીષે રદિયામાં રાખ્યો. જેણે રે૦
જે રસ શંકરે શિરે ચઢાવ્યો, જે રસ નારદે વીણામાં ગાયો. જેણે રે૦
જે રસ જાણે કોઈ કોઈ જોગી, તે રસનો છે નિત્ય નરસૈયો ભોગી. જેણે રે૦

૧ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

૧૧૪

મોહન મોરલી વાગી રે, (૨)
મોહનવરની મોહક મોરલી વાગી. (ટેક)
સૂતી'તી શાંત બનીને, નિદ્રામાં નાદ સુણીને,
રજનીએ ઝબકી જાગી જાગી રે. મોહનવરનં
સૂનાં ઘરબાર છોડી, મોરલી સાંભળવા દોડી,
લગની વહાલાની લાગી લાગી રે. મોહનવરનં
આધારે ચાલી સ્વરને, ભેટી હું ભૂધરવરને,
આ ભવની ભાવટ ભાંગી ભાંગી રે. મોહનવરનં
નરસૈંનો સ્વામી મળિયો, મનનો મનોરથ ફળિયો,
થઈ છું હવે હું સદ્દભાગી રે. મોહનવરનં

૧૧૫

રામસભામાં અમે રમવાને ગ્યાં'તાં, (૨)
પસલી ભરીને રસ પીધો, હરિનો રસ પૂરણ પાયો. (ટેક)
પહેલો પિયાલો મારા સદ્દગુરુએ પાયો, (૨)
બીજે પિયાલે રંગની રેલી. હરિનો રસ૦
ત્રીજે પ્યાલો મારાં રોમે રોમે વ્યાપ્યો, (૨)
ચોથે પિયાલે થઈ છું ઘેલી. હરિનો રસ૦
રસબસ એકરૂપ થઈ રસિયા સાથે, (૨)
વાત ન સૂઝે બીજી વાટે. હરિનો રસ૦
મોટા જોગેશ્વર જેને સ્વપ્ને ન આવે, (૨)
તે મારા મંદિરિયામાં મહાલે. હરિનો રસ૦
અખંડ હેવાતણ મારા સદ્દગુરુએ દીધાં, (૨)
અખંડ સૌભાગી અમને કીધાં. હરિનો રસ૦
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી, (૨)
દાસી પરમ સુખ પામી. હરિનો રસ૦

૧૧૬

(નરસિંહ મહેતા ભાઈને કહે છે:)

મને હરિગુણ ગાવાની ટેવ પડી. (ટેક)
મારા નાથને મૂકું ના એક ઘડી, મને હરિગુણ ગાવાની ટેવ પડી. મને૦

વીંધાયું મન મુજ ના રહે અળગું, પ્રભુ સાથે મારે પ્રીત જડી. મને૦
એ વિણ અન્ય હવે નવ રુચે, ચિંતામણિ મુજ હાથે ચડી. મને૦
ભણે નરસૈયો પ્રભુ ભજતાં એમ, ભવભય ભ્રમણા સઘળી ટળી. મને૦

૧૧૭

(નરસિંહ મહેતા ભાભીને કહે છે)

મન માન્યું મારું મોહન શું, વશ કરી લીધો શાને રે? (ટેક)
બોલ્યું ન ગમે બીજાનું હવે, કામણ કીધાં કહાને રે. મન૦
મૃગ સઘન વનનાં વીંધાયે, મોરલી નાદ સુણી કાને રે;
તેમ વીંધાઈ રહ્યું મન મારું, ગોવિંદજીના ગાને રે. મન૦
જે જે રાગ જેને હોય વ્હાલો, તે રીઝે તે તાને રે;
નરસૈયો રસભર મન રીઝે, હરિરસ અમૃત પાને રે. મન૦

૧૧૮

(નરસિંહ મહેતા પોતાની સાધુમંડળી પ્રત્યે)

રામકૃષ્ણ રામકૃષ્ણ બોલો રે બાવા. (ટેક)
દુર્લભ આ નરતન જન્મના લ્યો લ્હાવા. રામ૦
પૂરણ પુન્યે દેહ પામ્યા મનુષ્યની,
દૂર કરો દિલમાંથી દુનિયાના દાવા. રામ૦
કર આપ્યા સેવા કરવા શ્રીહરિએ,
ચરણ આપ્યા પુણ્યતીરથમાં નહાવા. રામ૦
નેત્ર આપ્યાં છે નીરખવા સંતવૃંદને,
જીભ આપી છે ગોવિંદગુણ ગાવા. રામ૦
કાન આપ્યા કથા–કીર્તન સાંભળવા,
મુખ છે પ્રભુ તણી પ્રસાદી ખાવા. રામ૦
નરસૈયાનો ભજો નાથ દયાળુ,
ફરીફરી અવસર મળશે નહિ આવા. રામ૦

૧૧૯

[રાગ ધોળ]

બાલા રે વરની પાલખી, જોતાં વનિતાને થાય ઉલાસ. (ટેક)
નાહી ધોઈને પોઢિયા રે, તિલક કીધો ભાલ;
વરના જાનૈયા શોભી રહ્યા રે, માથે નાખ્યાં છે અબીલગુલાલ. બાલા૦

લીલા તે વાંસની પાલખી રે, તેના ઊંચકનારા ચાર;
માથે તે બાંધ્યાં ભીનાં પોતિયાં રે, મોઢે રામરામ નામ પોકાર;
ચોરી તે બાંધી ચોકમાં રે, છાણાં તે લાવ્યા બેચાર. બાલા૦
ગોળપાપડી દેખે કૂતરાં રે, તે તો મનમાં ઘણુ મલકાય;
બાલા રે (વરને) આગળ ચાલે લાકડાં રે, પાછળ ચાલે લાય;[1]
જમાઈ તો ચાલ્યા સાસરે રે, એની સાસુને હરખ ના માય. બાલા૦
તોરણે તનખા ઊડિયા રે, માંડવે લાગી લાર;
ઊઠ રે સાસુ શંખણી રે, તારો જમાઈ આવ્યો બા'ર. બાલા૦
પંદરસે પે'રામણી[2] રે, મસાણા ગામનું નામ;
લાલબાઈની દીકરી રે, ચિતા કુંવરી એનું નામ. બાલા૦
જમાઈ તો રહ્યા સાસરે રે, જાનઈયા આવ્યા ઘેર;
ટકા પૈસો સર્વે ખાઈ ગયા રે, વિવાહ કીધો છે રૂડી પેર. બાલા૦
બાર ઘડા બાર કોડિયાં રે, ઉપર પૈસો મેલો રોક;
જઈને કહો એના બાપને રે, હવે તાણીને મેલો પોક. બાલા૦
જીવને જમડા લઈ ગયા રે, દેહીનો કીધો એ હવાલ;
નરસૈયાનો સ્વામી મળ્યો રે, તે તો ઊતરિયો ભવ પાર. બાલા૦

૬૨૦

[ રાગ વેળ ]

ઘડપણ કોણે મોકલ્યું રે—જાણ્યું જોબન રહે સૌ કાળ. (ટેક)
ઊમરા તો ડુંગરા થયા રે, પાદર થયાં પરદેશ;
ગોળી તો ગંગા થઈ રે, અંગે ઊજળા થયા છે કેશ. ઘડપણ૦
નહોતું જોઈતું ને શીદ આવિયું રે, નહોતી જોઈ તારી વાટ;
ઘરમાંથી હળવા થયા રે, એની ખૂણે ઢળાવોને ખાટ. ઘડપણ૦
નાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે શેવ,
રોજ ને રોજ જોઈએ રાબડી રે, એવી બળી રે ઘડપણની ટેવ. ઘડપણ૦
પ્રાતઃકાળે પ્રાણ માહરા રે, અન્ન વિના અકળાય;
ઘરના કહે મરતો નથી રે, તને બેસી રહેતાં શું થાય? ઘડપણ૦

---

૧ અગ્નિ ૨ પદરસે પહેરામણી તે—૧૧ માસિયા, ઉન્‍માસિક, ત્રિમાસિક, છમાસિક ને સંવત્સરી (છમછરી)

દીકરા તો જૂજવા થયા રે, વહુઓ દે છે ગાળ;
દીકરીઓને જમાઈ લઈ ગયા રે, હવે ઘડપણના શા રે હાલ? ઘડપણ૦
નવ નાડો જૂજવી પડીને, આવી પહોંચ્યો કાળ;
બૈરાં છોકરાં ફટફટ કરે રે, નાનાં બાળક દે છે ગાળ. ઘડપણ૦
અંતકાળે વળી આવિયા રે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી વાંસળી રે, પછી છોડીને આપી બા'ર. ઘડપણ૦
એવું સાંભળી પ્રભુ ભજો રે, સંભારજો જગનાથ;
પર ઉપકાર કીધે પામશો રે, ગુણ ગાય નરસૈયો દાસ. ઘડપણ૦

૧૨૧

જે કુળ હરિની ભક્તિ ન સાધી, તે અપરાધી જીવ કશા રે;
ભૂતળ ભાર ભજે શબ સરખા, જીવતડાં નર નરક વસ્યા રે.
જે જન હરિને રંગે રાતો, લેશે હરિનું નામ રે;
સકળ પદારથ હોય તે તે, પામે વૈકુંઠ ધામ રે.
કૃષ્ણ ભજી ભજ ભૂધરને, લંપટ લોભ વિસારી રે;
પૂરણ રૂપ પુરુષોત્તમ પામે, ધન તે નર ને નારી રે.
મનનો મેલ તજી મળિયે તો, કૃષ્ણતણો રસ માણે રે;
ભણે નરસૈંયો ભૂલ્યાં હીંડે, કૃષ્ણ વના નવ જાણે રે.

૧૨૨

કોણ આગળ જઈ વિનવું વિઠ્ઠલા? શ્રીપતિ લાજ રાખોને મારી;
દ્રૌપદી લાજને કાજ આવ્યા હરિ, દુ:ખ પામી નહીં દાસી તારી. કોણ૦
પ્રગટ થાઓ પ્રભુ ભૂતળે ભૂધરા, નરસૈના નાથ એવું બિરદ કહાવો;
સેવકનું સંકટ ટાળિયે ત્રિકમા, તો તમે કાનજી ભલા રે ભાવો. કોણ૦
લોક દેખે સહુ, થાયે કૌતુક બહુ, મંડલિક મદભર્યો મૂઢ પાપી;
નરસૈયાના સ્વામી જેમ તેમ કરો, લાજ રાખી નાખો બંધ કાપી. કોણ૦

૧૨૩

શ્રવણે સનો થયો શામળા શ્રીહરિ, લક્ષ્મીનાથ શું નિદ્રા આવી;
બિરદ મોટું ધર્યું પતિતપાવન તણું, શરણ આવે તેની બાંહ્ય સ્હાવી.
શ્રવણે સૂનો થયો૦
દુષ્ટના દુ:ખથી રાખ્ય રમાપતિ, તમ વિના મારો નહિ કોણ સ્વામી;
હરિજન લોક ને મન આનંદ બહુ, અવર કોને કહું શીર્ષ નામી? શ્રવણે૦

પોપટ તારે કારણે, શી શી રસોઈ બનાવું;
સાકરનાં કરી ચૂરમાં, ઉપર ઘી પિરસાવું. પઢો રે૦
પાંખ પીળી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો;
નરસૈયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢો રે૦

૧૩૧

કૃષ્ણ કહો કૃષ્ણ કહો, આ અવસર છે કે'વાનું;
પાણી તો સર્વે વરસી જાશે, રામનામ છે રે'વાનું. કૃષ્ણ૦
રાવણ સરખા ઝટ ચાલ્યા, અંતકાળની આંટીમાં;
પલકવારમાં પકડી લીધા, જાણે જમની ઘાંટીમાં. કૃષ્ણ૦
લખેસરી લાખો લૂંટાયા, કાળે તે નાખ્યા કૂટીને;
ક્રોડપતિનું જોર ન ચાલ્યું, તે નર ગયા ઊઠીને. કૃષ્ણ૦
એ કહેવાનું સૌને કહીએ, અંતર તાળી લાગી રે;
ભણે નરસૈયો ભજતાં પ્રભુને, ભવની ભાવટ ભાગી રે. કૃષ્ણ૦

૧૩૨

[ રાગ પ્રભાત ]

નિર્ધન પુરુષ તે નથી હરિ જાણવો, કૃષ્ણના ગુણ તજી અન્ય ભાખે;
મંત્ર ને જંત્ર, અવર આરાધના, દુષ્ટની સંગત નિત્ય રાખે. નિર્ધન૦
તારા ભક્તની સંગતે આવે નહિ, કામ ને ક્રોધ માટે રાતો;
કૃષ્ણકથા થકી રહે અતિ વેગળો, વિષય રસપાન તે નિત્ય પીતો. નિર્ધન૦
કૃષ્ણ નામનો આશરો જેહને, તેહને દોહલાં દુઃખ ન હોયે;
ભણે નરસૈયો કૃષ્ણ ગુણ ગાતાં, જન્મ જન્મ હરિભક્તિ હોયે. નિર્ધન૦

૧૩૩

તાહરા દાસની હાણ તે હાણ છે તાહરી, ચતુરશિરોમણિ જો વિચારી;
ભક્ત કારણ અવતરી, શત્રુ ઉધારિયા, અધમ જન ગુણકાને ટપક તારી.
શરણ આવ્યા તેની લાજ તમને ખરી, દ્રુપદસુતાનું દુઃખ આણી;
દુષ્ટ કૌરવ કૃતાંત કરાવિયું, ભક્ત પાંડવ તણો પક્ષ તાણી.
ભક્તનાં કષ્ટ તે ક્ષણું એક નવ સહો, ધામ વૈકુંઠથી આવ્યા ત્રાડી;
નામ લેતાં ગજ અધમ ઓધારિયો, પ્રગટ ત્યારે થયા હરિ થંભ ફાડી.

૧૩૪

[ રાગ મારુ ]

વાત વિચારો, મહેતા વાત વિચારો રે. (ટેક)
બાવન અક્ષર બાહેરો રે, સગુણ થઈ રમે ન્યારો રે. મહેતા૦
તે હરિને તમે નયણે નીરખો, મનની મમતા મારો રે. મહેતા૦
સોહમ્ બ્રહ્મ સઘળે છે વ્યાપક, તે તણા સૌ પ્રકાશ રે. મહેતા૦
અનંતાશ્રમ કહે નરસૈયા, તેની નહિ ઉત્પત ને નાશ રે. મહેતા૦

૧૩૫

પ્રથમ પ્રીત માંડી હવે સૂઈ રહ્યો શામળા, ન્યૂન તારે હરિ શું છે આજ?
કંઠમાં કુસુમની માળ તું ગ્રહી રહ્યો, તે કહો કૃષ્ણજી શાને કાજે? પ્ર૦
સાચી ભક્તિ કરું લોક જૂઠો કહે, તેમ તજી કાનજી નાસી જાઓ;
નહોર કાં થઈ રહ્યો મંડળિક મદે ચડ્યો, ન્હારે વિશ્વંભર વ્હેલા ધાઓ. પ્ર૦
મેલ માયા હવે પુષ્પના હારની, વાર લાગે ઘણી વિશ્વનાથ;
નરસૈયાના સ્વામી આશ તારી ઘણી, મૂકશો નહીં હરિ ગ્રહ્યો રે હાથ. પ્ર૦

૧૩૬

હાર મધુસૂદન આજ વ્હાલો થયો, રાખી હૃદયા માંહી થયો રે સાંસો;
હાર માંહે હીરા હશે રે સુણ્ય શામળા, લોભી લક્ષ્મીવરા તો વિમાસો. હા૦
મંડળિક ઉપર કૃપા કીધી ઘણી, દાસ પરથી તેં ઉતારી;
સંકટનો સાથી નહીં તુજ વિના શામળા, હે દીનાનાથ મૂક ના વિસારી. હા૦
ભક્તવત્સલ એવું બિરદ છે તાહરું, હું રે વળગી રહ્યો તેની આશે;
પતિતપાવન હરિ નામ છે તાહરું, વિપત્ત પડે હવે શું વિમાસે? હા૦
વાંક નહીં વિઠ્ઠલા તમતણો તો રતી, પીડ પામું હરિ મુજ પાપે;
ભણે નરસૈયો મુને મંડળિક મારશે, જીવતો રહું જો હરિ હાર આપે. હા૦

૧૩૭

હાર હૈયા વચ્ચે શું રે રાખી રહ્યો, કૃષ્ણ થયો રે તું કૃષ્ણ કાળા;
થોડીક વારનો પરણો પ્રભુ તારો, રૂડું ગમે તે કરો નંદલાલા. હા૦
તાહરા બળતણી હિમ્મત માહરે, તું રે આપીશ ને મારે લેવો;
તાહરા ઉરમાં વાત કેવી હશે, દાસનો દાસ છું જેવો તેવો. હા૦
મરણથી માવજી હું તો ડરતો નથી, નેટ નિવારણ આ દેહ પડશે;
હાર આપ્યા વિના મંડળિક મારશે, તે અપજશ તારે શિર ચડશે. હા૦

કેટલી વેળ થઈ કરગરું કૃષ્ણજી? શું કહું શામળા વારે વારે?
નરસૈયાના સ્વામી આવો ઉતાવળા, તુજ વિના ભક્તિને કોણ ઉગારે? હુ

૧૩૮

હું રે જાચક તું દાતાર દામોદરા, મારે મન એ બિરુદ સાચું;
આપે ન આપે તોય તું ધણી ત્રિકમા, તુજ વિના બીજા કોને જાચું? હુ
ભક્ત સુદામાની સાર કરી શામળા, નવ નિધિ આપી તુઠ્યા મુરારિ;
ચન્દ્રભુજ રાય તેં ચંદ્રહાસ ઉગારિયો, તેમ કૃપા કરો હાવાં મારી. હુ
ગુરુ બાળક યમસદનથી લાવિયા, અર્જુનની પ્રતિજ્ઞા તેં રે પાળી;
બ્રાહ્મણના દસ પુત્ર હર્યા હતા, વૈકુંઠનાથ તું લાવ્યો વાળી. હું
એવાં ઘણાં બિરુદ છે તાહરાં, મારું દુઃખ હવાં કહું રે તુજને;
હાર નહિ આપે તો મંડળિક મારશે, નરસૈયો કહે હરિ રાખ મુજને. હું

૧૩૯

[રાગ મેવમનાર]

વિવિધ વિચારી પ્રીતડી, જેને શ્રીરંગ રાતો. (ટેક)
હાર નહિ આપો તો મારશે, મંડળિક મદમાતો. વિવિધ૦
કામી થયો તું કેશવા, મુંને પરભવે પાપી;
લોભી થયો લક્ષમીવરા, પૂતના તેં સંતાપી. વિવિધ૦
મારી વારે ચડોને વિઠ્ઠલા, નહિ તો આ દેહ જાશે?
નરસૈયાને મંડળિક મારશે, તારા ગુણ કોણ ગાશે? વિવિધ૦

૧૪૦

[રાગ રામગ્રી]

મહા હઠીલો મુખથી નહીં બોલે, જોતાં જૂઠો જદુનાથ રે. (ટેક)
ધુતારો ધરણીધર જાણ્યો, હઠીલો ન મૂકે વાત રે. મહા૦
ગોકુલમાં ગોવાળિયો થઈને, ચાર્યાં વનમાં ઢોર રે;
જાણ્યું બળ જીવણજી તારું, નવનીત કેરો ચોર રે. મહા૦
ચંચળ લંપટ ચાડિયો, સઘળે તે કરતો શોર રે;
ગોકુળ માંહે હેરતો, એણે અજીઠાં ચાખ્યાં બોર રે. મહા૦
પરાધીન થઈને પેટ જ ભરતો, જેમ કોઈ નઠોર નાદાન રે?
નરસૈયા સાથે હારને કાજે, આવડું શું અભિમાન રે? મહા૦

૧૪૧
[ રાગ બિહાગડો ]

તુમ વિના કોને ન જાચું, જાદવરાય, તુમ વિના કોને નવ જાચું;
ફરીફરી ફરમે ભરમે ઘણું ભમ્યો, તારી ભક્તિ વિના સૌ કાચું. જાદવ૦
અનેક બ્રહ્માદિક મોટ મોટેરા, તે માટે નવ રાચું;
મન-વચન-કર્મ ગોવિંદજીને ચરણે, તે નરહરિ આગળ નાચું. જાદવ૦
યજ્ઞ યાગ તપ તીરથ વ્રત, વેદ કહે તે સાચું;
નરસૈયાચા નાથ મંદિર પધારો, તો ભવજશ હરિ જાચું. જાદવ૦

૧૪૨
[ રાગ આશાવરી ]

વહાલા રે મુને વૈષ્ણવ વહાલા, તેના દાસતણો હું દાસ રે;
હું કોટી બ્રહ્માંડતણો સ્વામી, મેં રુદયા કીધો વાસ રે. વહાલા૦
વૈષ્ણવજનનું એ લક્ષણ છે, તિલક છાપા ને માળા રે;
શરણ આવે તેને સુખ આપે, દીસંતા દયાળા રે. વહાલા૦
ઊંચાં મંદિર સુંદર ભૂમિ છે, ચીતરે ગોખ રંગ રેલ રે;
વૈષ્ણવજન વિશ્રામ નહિ તે, એ મંદિર વહેતાં મેલ રે. વહાલા૦
વૈષ્ણવજનની જીર્ણ ઝૂંપડી, મારે તે વૈકુંઠ કોડ રે;
નરસૈયાચા સ્વામી ભક્તવત્સલ હરિ, ભવનાં બંધન છોડ રે. વહાલા૦

૧૪૩
[ રાગ આશાવરી ]

તમારી કૃપાથી શું ના હોય મારા વા'લા, જે ના આપો તે થોડું રે;
તન, મન, ધન તુંને અરપણ કીધું, દાસ થઈ કર જોડું રે ત૦
આગે જયદેવને કૃપા કીધી, તે કલિજુગ માંહે જાણી રે;
સોઈ[1] નામદેવનું દેવળ ફેરવ્યું, તે તમારી કૃપા ગણાણી રે. ત૦
ધન્ય સોરઠ ને ધન્ય શામળિયો, ધન્ય આશાવરી રાગ રે;
ભણે નરસૈયો ભલે અવતરિયો, શ્રીકૃષ્ણ ભજ્યાનો લાગ રે. ત૦

૧૪૪

દેવા ટેવ પડી તુજને, દીન પ્રતિપાળવા, કંથ કમલા રહો સંત સામે;
લાડ પાળો તેનો પાડ શો માનીએ? હાથ જમણો વજે મુખ સામે.

---

૧ દરજી

ગજ તણી વહારે, તું ગરુડ ચડી ધસ્યો, ગ્રાહના મુખ થકી તેં ઉગાર્યો;
ધાયો નારાયણ નામ લેતાં વિષે, અધમ ગુણકા અજામેલ તાર્યો.
દ્રૌપદી કેરી લાજને કારણે, દ્વારકાંથી આવ્યો એક શ્વાસે;
પાંચ પાંડવ તણી લાજને કારણે, દૂત થઈને ગયો દુષ્ટ પાસે.
ઇંદ્રની કામધેનુ કોડ કરતી રહી, ગોપીનું ગોરસ ચોરી પીધું;
શબરીના બોરમાં સ્વાદ ઝાઝો જડ્યો, ઋષિતણા વૃંદમાં માન દીધું.
ભૂપનું નોતરું ભાવ વિના રહ્યું, પ્રેમનું પારખું પ્રબલ[1] કહાયો;
એક પત્રે કરી જગત તરપત કર્યું, ભાજીને ભોજને તું ધરાયો.
ભક્તની ઝૂંપડી, જગતની ચાકરી, દાસ ચંદ્રહાસને સદ્ય ઉગાર્યો;
સુતદેવનું સન્માન રાખ્યું ઘણું, જનકના ભુવનથી સદ્ય સધાર્યો.
એવા વરદાતા હરિ, બહુ સંત ગાયે ફરી; સહુનાં વચન વિફલા વેદ વાણી;
નરસૈયા રંકને, ઝંખના તાહરી, કૃપા કરોને મુંને દીન જાણી.

૧૪૫

મોકલો જસોદાજી કુંવર તમારો, અમ ઘેર મહીડાં વલોવવા રે જો;
તમારા કાનજીને ઘૂમતાં રે આવડે, તેડવાને મસે આવી હુંય રે જો.
સાત સમુદ્રની ગોળી રે કીધી, મેરુ કીધો રવૈયો રે જો;
વાસુકિ નાગનાં નેતરાં રે કીધાં, ચાંદા સૂરજ બે સખૈયા રે જો.
સાસુ અમારાં ગામ સધાર્યાં, નણંદી નાર ધુતારી રે જો;
તે માટે બાઈ કુંવર તમારાને, તેડવા માટે હું તો આવી રે જો.
એક પાસ કાનજી કાળો રે ઘૂમે, બીજી પાસે રાધિકા ગોરી રે જો;
ખળકે છે કંકણી, લળકે છે વેલિયાં, લટકે તે નેતરાની દોરી રે જો.
કાનજી રે કાનજી સૌ કોઈ કહે છે, અમો ગોવાળિયો કહીશું રે જો;
રાધિકા રાધિકા સૌ કોઈ કહે છે, અમે ગોવાળણી કહીશું રે જો.
હળવે હળવે ઘૂમો રે કાનજી, નંદાશે મારી ગોળી રે જો;
ગોળી નંદાશે ને મહી ઢોળાશે, મારે તે મંદિર ખાવા રે જો.
મહીડાં વલોવતાં માખણ પ્રગટયું, મોહનને હું આલીશ રે જો;
આવજો રે માધવ ખેતર મારે, બાચકો આપીશ બોરાં રે જો.

[1] પ્રૌઢ, મહાન.

આપણે બન્ને બોરાં રે ખાઈશું, છૈયા તે ચારશે ઢોરાં રે જો;
નરસૈયાના સ્વામી સંગે રમતાં, ઊલટ અંગ ન માયા રે જો.

૧૪૬

લગારેક નંદના છોરા, આવની મારી ગાવડી દો'વા. (ટેક)
ગાવડી મારી તુજને હેરી,[1] તુજને દોહવા દે;
મહિનો ટકો જ જોઈએ તે, પહેલો હાથમાં લે. લગારેક૦
આવડું કહેવું ન પડે, પોતાનાં જાણી જોઈ;
ગામમાં મારે સહુ સગું છે, તુજ સરખુ નહિ કોઈ. લગારેક૦
ઘેર મારાં છોકરાં સાથે, તુજને ખાવાનું આલુ;
મોહનમાળા જો ગમે તો, કાનજી ગળે ઘાલુ. લગારેક૦
આવડી વાર શું કરે વસમી, વસવું ગોકુળગામ;
આજ મારે એટલું પડ્યું, તુજ સરીખડું કામ. લગારેક૦
મનમાં છે તે મનડું જાણે, મોઢે કહે શું થાય?
નરસૈયાના સ્વામી વિના, રખે વહાણલડું વાય. લગારેક૦

૧૪૭

અહો ભાઈ રે શાંતિ પમાડે તેને સંત કહીએ. (ટેક)
એના દાસના દાસ થઈને રહીએ, ઓ ભાઈ રે શાંતિ પમાડે તેને સંત કહીએ.
વિદ્યાનું મૂળ જ્યારે ગુરુજી ના બતાવે, ત્યારે મહેતાનો માર શીદ ખઈએ?
મળ્યો ગુરુ ને બોધ ન દીધો, ત્યારે તેના ચેલા તે શીદ થઈએ? અહો૦
કલ્પવૃક્ષ સેવે જ્યારે દારિદ્ર ઊભું, ત્યારે તેને છાંયે તે શીદ રહીએ?
મોટાની ચાકરીમાં ભૂખ ન ભાગે, ત્યારે તેની વેંડે તે શીદ જઈએ? અહો૦
વૈદ્યની ગોળી ખાધે દુખ ઊભું રહ્યું, ત્યારે તેની ગોળી શીદ ખઈએ?
લીના વળાવા ને ચોર જ્યારે લૂટે, ત્યારે તેની સંગે તે શીદ જઈએ? અહો૦
નામ અમૃત મારા ગુરુજીએ બતાવ્યુ, ત્યારે તે તો ચોંટ્યો છે મારે હૈયે;
મહેતા નરસૈયાની વાણી મધુરી, શોધીને શરણે રહીએ. અહો૦

૧૪૮

[ રાગ બિભાસ ]

સંતકરણા થકી, સકળ કારજ સરે, કૃષ્ણકરણા થકી કૃષ્ણ ભાસે;
જગતકરણા થકી, યોનિ નિત્ય નવી ધરે, પેરેપેરે દેહ ગર્ભવાસે. સં૦

---

[1] ટીકાટીકીને જોવુ અથવા હળી જવુ.

સંત સુખિયા સદા, દુઃખ નવ ધરે કદા, જીવ જંજાળ ભરપૂર માતાં;
જગત ઉન્મત્ત ફરે, વિષે[1] વાસના ધરે, ભક્ત ભગવંત સંધ[2] રંગરાતા. સં૦
જગત ગતિ પરહરી, ભક્તિ લે દઢ કરી, અખિલ અઘ થર[3] હરિ દૃશ્ય ન જાશે;
ભણે નરસૈંયો સંતસંતને સેવતાં, પેરેપેરે પરમ આનંદ થાશે. સં૦

૧૪૯

[ રાગ મારુ ]

તું તો ગોકુળ માંહે રહેતો, તવ નવનીત ચોરી લેતો;
તું તો ગુજરને ઘેર જતો, તેનો ટાઢો ઠૂમરો ખાતો.
જસોદાજી બાંધતાં તાણી, હું મુકાવતો સારંગપાણિ;
તમે તે દહાડા સંભારો, એવું જાણીને ઉગારો.
માંહે માંહે મોટાઈ ન આણો, મને પોતાનો કરી જાણો;
મારે રૂડે તમારે રૂડું, મહારે ભૂંડે તમારે ભૂંડું.
મારી પત જતાં તારી જાશે, ત્યારે ગોકુળ કેમ રહેવાશે?
લોક વરવાં બોલે છે મારાં, ઢાંક મારાં ઉઘાડીશ તારાં.
નાગર બટકડા બોલા કહીએ, તું તો કાંઈ ન આણે હૈયે,
એવું જાણીને ઓરા આવો, હાર આપી મુજને મનાવો.
તને વ્રખભાનસુતા રહી રાખી, તેણે આનંદથી જોતો ઝાંખી;
તારો નરસૈંયો રીસે ભરાય, મુજ વિના જશ કોણ ગાય?

૧૫૦

નરસિંહ મહેતા પોતાની પુત્રી કુંવરબાઈને કહે છે:

[ રાગ દેશી, ફેર પ્રભાત ]

સાસરે પધારો રે મારી કુંવરી રે, વિપરીત વેદના રે વિસાર;
પિયર તમારું રે પુત્રી ઢૂંકડું રે, છે શ્રીગોકુળમાં પરિવાર. સા૦
હરિગુણ ગાતાં રે ઘડપણ ગાળજો રે, સત્સંગે કરજો વળી સુવિચાર;
રુદન ન કરશો રે રુદિયાફાટ તે રે, નથી કોઈ આંસુનું લેનાર. સા૦
મારે તો નિરધનરે રે પેટે તું પડી રે, કાંઈ નથી પામી તું તો સુખ;
નઠોર ને નાત્ય રે નટ નાગરતણી રે, ઠામઠામ દીધાં છે બહુ દુઃખ. સા૦
એમ ન ખીજો મારા તાતજી રે, રાખો શ્રીનાથજી શું નેહ;
સાર ઘણી કીધી રે એણે શામળે રે, કેમ દેશે છબીલોજી છેહ? સા૦

૧ વિષય. ૨ ટોળું. ૩ પાપનાં પડો.

જેણે ને મામેરું રે હરિએ પહેલાં કર્યું રે, રાખી જ્ઞાત માંહે વળી લાજ;
ઢૂંઢીને સિકારી રે હરિએ હેતશું રે, તે હાર આપશે શ્રીમહારાજ. સા૦
સાસરિયે જઈને રે હવે, શું કરું રે, જ્યારે રૂઠ્યા સારંગપાણ;
તમને જ્યારે રે મંડળિક મારશે રે, ત્યારે અમે તજશું અમારા પ્રાણ. સા૦

૧૫૧

[ રાગ કેદારો ]

કેદારો મુકાવવાને ચાલ્યા, તે ભક્તવત્સલ ભગવત સ્વરૂપ. (ટેક)
ધરણીધર મહેતાને મંદિર આવ્યા, નરહરિ નરસૈંનું ધરી રૂપ. કે૦
ધન આપી ખત માંગી રે લીધું, વ્યાજ સુદ્ધાં પહોંચાડ્યું સહુ;
ધરણીધર નાગરને ઘેરે, એક પાગળી હુતી રે વહુ. કે૦
તેને ઘેલી કહીને સહુ કો બોલાવે, તેને મંદિર પધાર્યા ભગવાન;
મસ્તક હાથ મૂકીને ઉઠાડી, રૂપ કીધું તેનું લક્ષ્મી સમાન. કે૦
એક પંથ બે કારજ કરીને, હરિ આવ્યા જૂનાગઢ મોઝાર;
મહેતાજીને ખોળે ખત નાખ્યું, અંત્રીક્ષ રહીને દેવ મોરાર. કે૦
તે રે શ્રીપતિ સરવે દીઠું, મંડળિક પાસે માગે માન;
નરસૈંયો ઈશ્વરનો સેવક, કહ્યું કરો હઠીલા રાજન. કે૦
અન્યોઅન્ય સહુ વાત કરે છે, ખત આપ્યું દામોદર રાય;
નરસૈંયાને મંદિર મોકલો, નહિ તો આપણો મહિમા જાય. કે૦
તળાજથી તત્ક્ષણ આવ્યો, કહે ધરણીધર સાંભળો રાય;
હરિના જન હરિ સરખા જાણો, મહેતાજીને લાગો પાય. કે૦

૧૫૨

[ રાગ સારંગ ]

દ્વારિકા પહોંચ્યા કમળાપતિ, રામાનંદ પ્રત્યે કહે વિનતિ. (ટેક)
તમે જૂનાગઢ લગી વેગે જાઓ, નરસૈંયા નાગરને કરો પસાયો. દ્વા૦
આવ્યા રામાનંદ સભા મોઝાર, એવે ધરણીધર કરે છે વિચાર;
મહેતાને રૂપે આવ્યા ભગવાન, અપંગ વહુ કીધી લક્ષ્મી સમાન. દ્વા૦
ગરથ આપી ખત લીધું હરિ, ધરણીધરે વાણી ઓચરી;
શ્રીપતિ સાંભળીને દિલગીર થયા, મંડળિક રાય વિચારી રહ્યા. દ્વા૦
અન્યોઅન્ય વાતો ઓચરે, વૈષ્ણવ સાથે દ્વેષ કોણ કરે?
દક્ષિણાવર્ત ગંગોદક ભર્યો, નરસૈંયો નાગર વૈષ્ણવ ખરો. દ્વા૦

ગાયે રત્ન ગળાણું રાય, રત્ન જડે ને જીવે જાય;
એવી પ્રીત દામોદર ક્યાંથી કરે? ભાંગી ભોગળ હાર કંઠે ધરે. દ્વા૦
તે માટે મહેતાને મોકલો ઘેર, બ્રાહ્મણશું નવ કીજે વેર;
વેર કીધે નવ થાયે ભલું, તે માટે કહીએ એટલું. દ્વા૦
એમ સભાજન સરવે કહે, તે તો મંડળિક સરવે લહે;
પ્રલંબ પ્રધાન વિચારે પેર, નરસૈયાને મોકલો ઘેર. દ્વા૦

૧૫૩

જીવને સાટે રે, માળા મારા જીવને સાટે રે. (ટેક)
શું મૂકું મૃત્યુભય માટે, માળા જીવને સાટે રે. જીવને૦
ઉગ્રતપે હું માળા પામ્યો, તે કેમ મૂકી જાય?
જો નરસૈયો માળા મૂકે તો ત્રણ લોક પ્રલય થાય. જીવને૦
નવસેંનવાણું નદી અવળી ચાલે, સાતે સમંદર સૂકે;
મેરુ ચળે રવિ પશ્ચિમ ઊગે, પણ નરસૈયો માળા ન મૂકે. જીવને૦
તમે જોગી સર્વે વૈષ્ણવ થાઓ, મુજ પેઠે તાલ વગાડો;
ભણે નરસૈયો યોગ ધરીને, શીદને જનમ વણસાડો? જીવને૦

૧૫૪

મૂકને લીધો વાદ ભૂંડા, મૂકને લીધો વાદ. (ટેક)
બહુ કીધો બકવાદ ભૂંડા, મૂકને લીધો વાદ. મૂકને૦
નૃત્ય કરી કરી ચરણ જ થાક્યા, તાલ વગાડી હાથ;
ગાઈ ગાઈને ઘાંટો બેઠો, ક્યાં છે ગોકુળનાથ? મૂકને૦
ખોટે પાયે ભીંત ચઢે ના, જૂઠું સાચ ન હોય;
નાચે કૂદે હરિ મળે તો, શાસ્ત્ર ભણે ના કોય. મૂકને૦
ખૂણાળી પાઘડી બાંધે, પહેરે ઝીણા જામા પટકા;
સ્નેહ તારો અમે જોયો સઘળો, કરતો લટકા મટકા. મૂકને૦
માળા તિલક પાખંડ કરી, વણસાડ્યું આખું ગામ;
મૌન ગ્રહી હવે ખૂણે બેસી, અંતરમાં રટ રામ. મૂકને૦
જન્મનો જોગી કુટુંબ વિરોધી, ધોઈ બેઠો ધણિયાણી;
નરસૈયા તજ દંભ તું, નિર્ગુણનાથ શક્યો નથી જાણી. મૂકને૦

૧૫૫

તે કેમ મૂક્યો જાય ભગવા તે કેમ મૂક્યો જાય? (ટેક)
જેને શુકસનકાદિક ગાય, ભગવા તે કેમ મૂક્યો જાય? તે કેમ૦
નાચ્યા બ્રહ્મા, નાચ્યા નારદ, નાચ્યા નિગમ ચાર;
શાસ્ત્ર તારાં લઈ બાંધી મૂકને, નાચ્યા શિવ ત્રિપુરાર. તે કેમ૦
મુનિવ્રત ગ્રહી મૂંગો રહું શાને? પ્રગટ હરિગુણ ગાઉં;
ચોરીનો શું માલ છે, જે એમ ખૂણે બેસી ખાઉં? તે કેમ૦
કોઈ ઉપાસે નિર્ગુણ બ્રહ્મને, કોઈ સગુણ ગુણ ગાય;
જેને જેવો ભાસે તેને, તેવો હૃદયે સમાય. તે કેમ૦
લગોટા લે કંથાગોદડી, શંખને શૃંગી ફૂંક;
ભાવભક્તિની વાત ન જાણે, મિથ્યા વદવુ મૂક. તે કેમ૦
હું–તું વાદવિવાદે વળગ્યા, કોણ જાણે કોણ તરશે?
નરસૈયો તો નાચશે નિત્ય, પેલો ભીમડો રીસે બળશે. તે કેમ૦

૧૫૬

(કેદમા નરસિંહ મહેતાએ કરેલી પ્રાર્થના)

માહરે તો તાહરા નામનો આશરો, તું વિના સ્હાય કોણ કરશે મારી?
દીનબંધુ હે દયાળ દામોદરા, આવ્યો અવસર હવે લે ઉગારી.
આજ તું ભક્તની લાજ લક્ષ્મીવર, રાખ કરુણાકર બિરદ ધારી;
તારે તો સેવક કોટિ છે શામળા, મારે તો એક જ આશ તારી.
માન–અપમાન હવે નથી રહ્યું જરી, ભૂપતિ ભોળવ્યો કામ કીજે;
રાખીએ નાથ અનાથને દુઃખ થકી, આશ અનંત તુજ નામ લીજે.
નાથ તું અનાથનો સાખ શાસ્ત્રો પૂરે, વાત વિસ્તારમાં વાર લાગે;
કૃત્ય કીધાં રખે આજ સંભારતો, હું મતિમંદ અજ્ઞાન આગે.
રાયને માન વાધ્યું દીસે અતિ ઘણું, તે તમે ચિત્ત ધરો નાથ મારા;
ભણે નરસૈયો ભૂતળ વિષે અવતરી, હું તો હરનિશ ગુણ ગાઉં તારા.

૧૫૭

(નરસિંહ મહેતાની કેદમા પ્રાર્થના)

પ્રીત કરી પારકે હાથ શું ભાળવે, લાજ નાવે પ્રભુ કેમ તુજને?
કોટી અબજ અપરાધ ક્ષમા કરી, મ્હેર કરી રાખ તુજ પાસ મુજને.

વ્હાર કરી દાસનાં દુઃખડાં કાપવા, દોડીને ધાવ છે એકશ્વાસે
આજ અલબેલા કાં અરજ સુણતા નથી ? છૂટકો થાશે છબીલા શું નાસે
દાસની લાજ તો આખરે નાથને, પ્રીતમ મુજથી શું પ્રીત તોડી
પ્રાણ જશે તોય નહિ ભજું અવરને, હઠીલા કહું છું હું બે હાથ જોડી
અનેક ભક્તો ભજે જેવો તેવો તેમાં, એક અધિક હું દાસ તારો
નરસૈના સ્વામી શું કહું વધુ તુજને ? શરણે પડ્યો ઝાલ હાથ મારો

૧૫૮

રાગ દેશાખ ]

લૂંટાણો રે લોભિયા, માયાનો વળુંધ્યો;
યમને લેખું આપવું, આળસમાં શું સૂતો ? લૂંટાણો૦
આળસ માંહેથી ઊઠની, સૂતો શા માટે?
હરિ–હીરો જાયે હાથથી, તારું હૈડું ના ફાટે. લૂંટાણો૦
કાં રે નિદ્રામાં સૂઈ રહ્યો, ગઢ લીધો રે ઘેરી;
કાલદદામું દેઈ ચેતાવે, ઘેલા ચેત સવેરી. લૂંટાણો૦
નદીતણું નીર નીરખ, જેની જાય છે વહેતું;
આયુષ ઓછું થાય છે, રાખ્યું નથી રહેતું. લૂંટાણો૦
ટાલ પડી આ શરીર તારે,[૧] મોઢું કરની કાળું;
જે મુખ હરિ નવ ઊચરે, તે મુખ દેની તાળું. લૂંટાણો૦
સો ફેરે એક ગાંઠ છે, જેને લાગે છે ચટકો;
ભજી લે નરસૈયા શેઠને, ભાગે ભવનો ભટકો. લૂંટાણો૦

૧૬૦

[ રાગ આશાવરી ]

વૈષ્ણવજનને વિષયથી ટળવું, હળવું[1] માંહીથી મન રે;
ઇંદ્રિય કોઈ અપવાદ કરે નહિ, તેને કહીએ વૈષ્ણવજન રે. (ટેક)
કૃષ્ણ કૃષ્ણ કહેતાં કંઠ જ સૂકે, તોયે ન મૂકે નિજ નામ રે;
શ્વાસોશ્વાસે સમરે શ્રીહરિ, મન ન વ્યાપે કામ રે. વૈષ્ણવ૦
અંતરવૃત્તિ અખંડ રાખે હરિશું, ધરે કૃષ્ણનું ધ્યાન રે;
વ્રજવાસીની લીલા ઉપાસે, બીજું સુણે નહિ કાન રે. વૈષ્ણવ૦
જગશું તોડે ને જોડે પ્રભુશું, જગશું જોડે પ્રભુશું ત્રુટી જે,
તેને કોઈ વૈષ્ણવ ન કહેશો, જમડા લેઈ જાશે કૂટી રે. વૈષ્ણવ૦
કૃષ્ણ વિના કાંઈ અન્ય ન દેખે, જેની વૃત્તિ છે કૃષ્ણાકાર રે;
વૈષ્ણવ કહાવે ને વિષય ન જાવે, તેને વારવાર ધિક્કાર રે. વૈષ્ણવ૦
વૈષ્ણવને તો વલ્લભ લાગશે, કુડિયાને લાગશે કાચું રે;
નરસૈયાચા સ્વામીને લંપટ નહિ, ગમે શોભશે સાચું રે. વૈષ્ણવ૦

૧૬૧

[ રાગ આશાવરી ]

વૈષ્ણવજનને વિરોધ ન કોઈશું, જેનાં કૃષ્ણચરણે ચિત્ત રહ્યાં રે;
કાવાદાવા સર્વે કાઢ્યા, શત્રુ[2] હતા તે મિત્ર થયા જે. વૈષ્ણવ૦
કૃષ્ણ ઉપાસીને જગથી ઉદાસી, ફાંસી તે જમની કાપી રે;
સ્થાવર જંગમ ઠામ ન ઠાલો, સઘળે દેખે કૃષ્ણ વ્યાપી રે. વૈષ્ણવ૦
કામ કે ક્રોધ વ્યાપે નહિ ક્યારે, ત્રિવિધિ તાપ જેના ટળિયા રે;
તે વૈષ્ણવનાં દર્શન કરીએ, જેના જ્ઞાને તે વાસનિક[3] ગળિયા રે. વૈષ્ણવ૦
નિસ્પૃહી ને નિર્મળ મતિ વળી, કનકકામિનીના ત્યાગી રે;
શ્રીમુખ વચનો શ્રવણે સુણતાં, તે વૈષ્ણવ બડભાગી રે. વૈષ્ણવ૦
એવા મળે તો ભવદુઃખ ટળે, જેનાં સુધા[4] સમાન વચન રે;
નરસૈયાચા સ્વામીને નિશદિન વહાલા, એવા તે વૈષ્ણવજન રે. વૈષ્ણવ૦

૧ મલિનતાના ભારથી રહિત, નિર્મળ, નિખાલસ, કૂડકપટ વગરનું.
૨ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, આશા ને તૃષ્ણા—એ આઠ શત્રુ છે.
૩ જેથી વાસના બંધાય તેવા પ્રાણીપદાર્થ. ૪ અમૃત.

૧૬૨

[ ઝૂલણા ]

જદુપતિનાથ તે મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવ તણી હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે. જ૦
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણા;
નિરધન સરજિયાં પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પૂગ્યા. જદુ
જદુપતિ જાદવો ભક્તિવશ માધવો, કરશે કરુણા પ્રભુ દીન જાણી;
ગોમતીસ્નાનથી કોટી અઘ નાસશે, નીરખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુ
કૃષ્ણને હળીમળી શીઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી;
વિનતિ મનમાં ધરો આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી. જદુ

૧૬૩

સાંભળો ભામિની કાન ધરી કામિની, કવણ કહાવું હું કૃપણ પાપી;
ત્રિભુવનનાથ તે મહીપતિ માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી ? સાં
દિવસ ઝાઝા થયા બાલપણને ગયાં, નરપતિ નવ પ્રીછે પ્રીત જૂની;
દુર્બલ રંક હું ભિક્ષુક બાપડો, નવ લહું ચોકશી ખોટી ચૂની. સાં
ઉગ્રસેન અક્રૂર ઓદ્ધવ છે ત્યહાં, બળિભદ્ર ને અનિરુદ્ધ પાસે;
કોટી જોદ્ધા જ્યહાં ઊભો રહીશ ક્યાં, કોણ આવી મારો હાથ સહાશે? સાં૦
જડિત રત્નો—મણિ કાંતિ ભાસે ઘણી, તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું વેણ વદતો થકું, ધમણ ધમતો રહું શ્વાસોશ્વાસે. સાં૦
મૌન બેસી રહો સુખદુઃખ સૌ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટયું;
દુર્જિનલોક તે છોને લવતા રહે, નરસૈંના સ્વામીનું બિરદ મોટું. સાં૦

૧૬૪

સ્વામી સાચું કહ્યું બોલવું નવ રહ્યું, કંથનાં વચન તે વેદ વાણી;
ભવતણું નાવ તે ભક્તિ ભૂધરતણી, તેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વા૦
નથી હરિ વેગળા ભક્તિભાવે મળ્યા, રાય ને રંક જ્યાં એક ઘાટે;
લખપતિ કોટિધ્વજ મન નાણે રતી, શક્ર સરિખા ત્યાંહાં નહિ રે સાહે. સ્વા૦
બ્રહ્મણ્ય દેવદયાળ શ્રીકૃષ્ણજી, નિજ જન જાણીને સૂધ લેશે;
પ્રીતની રીત તે જાય નહિ વીસરી, બાળલીલાતણાં ચરિત્ર કહેશે. સ્વા૦

ાથી કાંઈ ઓઢવા ભેટ લઈ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી ?
.ત્ત નથી આપણું વદન લજામણું, નીરખતાં લાજે નરસૈનો સ્વામી. સ્વા૦

૧૬૫

વેનતિ વળી કહું ભેટ લાવી દઉં, પોતિયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું ભાવ ભોજનતણું, ધન્ય શ્રીકૃષ્ણશું સ્નેહ સાંધો. વિ૦
ભીલડીનાં બોર તે ભાવે આરોગિયાં, જૂઠું અન્ન આહીરનું લીધું;
ભક્ત વિદુરની ભાજી ભાવે જમ્યા, ભૂપનું નોતરું પાછું દીધું. વિ૦
પેરે પેરે પાંડવ કષ્ટ નિવારિયાં, ભક્ત કારણ કંઈ દુષ્ટ તાર્યા;
ઊંચ ને નીચનું એને છે પારખું, પતિત અધમી કંઈ કોટી તાર્યા. વિ૦
ભક્તિવશ વિઠ્ઠલો સંત સાથે મળ્યો, સમોવડને નવ ચૂકે ટાણે;
સંત સમરે ત્યહાં, આવી ઊભો રહે, ભક્તના મનતણો ભાવ જાણે. વિ૦
જાઓ વેગે કરી, નીરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારુણી સ્નેહ ન્યાળો;
નરસૈયાના નાથને નીરખો નિશ્ચય કરી, કામિનીએ કંથને બાંહે ઝાલ્યો. વિ૦

૧૬૬

ચાલિયો વાટમાં જ્ઞાનીના ઘાટમાં, મિત્ર મોહનતણું નામ લેતો;
ધન્ય એ નાર અવતાર સફળ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો. ચા૦
માગતું મૃત્યુ પ્રમાણ છે પ્રાણીને, લોભ દીધે ત્યહાં પ્રીત તૂટે;
કહ્યું મેં અબળા સુખે બેસી રહો, માગતાં તો બધો મર્મ છૂટે. ચા૦
માગિયું મેં નથી શું મુખે કહું કથી ? ભોગવું કર્મ જે ભાગ્ય લાગ્યો;
શ્રીપતિનાથે મને રંક સરજાવિયો, એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચા૦
આવી ઊભો રહ્યો, કંઠ ગદ્‌ગદ થયો, કોટી અરજ શશિજ્યોત ભાસે;
ઉર દયા આણીને હરિજન જાણીને, પોળિયે જઈ કહ્યું કૃષ્ણ પાસે. ચા૦
મંદિરે તેડિયા ચાહીને ભેટિયા, ત્રિવિધના તાપ તે સર્વ નાઠા,
હેમસિંહાસને લઈ બેસાડિયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટ્યાં. ચા૦
તેલ ફૂલેલ મર્દન કરાવિયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન દીધું;
કનકની પાવડી ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું. ચા૦
પુનિત પીતાંબર પહેરવા આપિયું, કનકને થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ હાથે કર્યાં, લીધું આચમન ને કાજ સીધ્યાં. ચા૦

કૃષ્ણે પલંગ પર પોતે પધરાવિયા, દધિસુતા વીંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક નારી નીરખી રહી, નરસૈંનો નાથ પદસેવ કરતાં.

૧૬૭

ભાગ્ય જો જો બાઈ કૃપણ ભિક્ષુક તણું, રુક્મિણી આદિ સૌ નારી બોલે;
હળધર જોગ્ય તે ભોગ પહોંચાડિયા, અજ અંબરીષથી અધિક તોલે.
આ કૃપણરૂપ તે પ્રગટિયું ક્યાં થકી ? વસ્ત્ર મેલાં દીસે કર્મ ફૂટ્યો;
ત્રિગુણને દુર્લભ, સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટ્યો.
અંગ અતિ કમકમે ધમણ મોઢે ધમે, ઉધરસે ને વળી નાક લૂતો;
જો જો કૌતુક હરી દેહદશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો.
પોઢીને ઊઠિયા સ્નાને બેસાડિયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી શીત જળ આપિયું, કનકકટોરે તે પાણી પીધું.
શ્રીમુખે બોલિયા કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ લીધો;
કુશળ છે બાલગોપાલ સહુ તમતણાં, ભાગ્ય મોટું મને ચિત્ત લીધો.
ગૃહસ્થના ધર્મમાં હુંય વળગી રહ્યો, હું તે મારી વળી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની શુદ્ધ લીધી નહીં, કામિની કેફમાં હું જ ડૂલ્યો.
સાંદીપનિ ગોરને ઘેર આપણ ભણ્યાં, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા વન વિષે આપણે, સરપણ ભાંગતાં મેઘ આવ્યો.
અન્ન લીધા વિના ભૂખ્યા બેસી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વીસરી ગયું છે કે વીર તને સાંભરે, સાંદીપનિ ગોરની અચળ વાણી.
ભાભીએ ભેટ જે મોકલી મુજ ભણી, ભાવશું ભાઈ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી વિપ્ર આઘી ધરે, નરસૈંના સ્વામીએ નજરે દીઠી.

૧૬૮

છપ્પન ભોગ જ્યાં કવણ તાંદુલ ત્યાં, આપતાં ઉર સંકોચ આવે;
જે રે જોઈએ તે આવી મળે કૃષ્ણને, તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે.
(પણ) ધાઈ લીધા હરી મૂઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઇંદ્ર કુબેરથી અધિક વૈભવ કર્યો, રુક્મિણી કર ગ્રહ્યો શીશ નામી.
એક રહ્યાં અમો એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં વચન એવાં કહ્યાં, હાથ સહાયો ત્રીજી મૂઠી ભરતાં.

વનિતા વચન તે વિપ્ર સમજ્યો નહી, ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈને નાથે દુર્બળપણું ટાળિયું, ભૂખના દુઃખની ભીડ ભાગી. ૭૦

૧૬૯

વિપ્ર ચાલ્યો વળી કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો;
આપ્યું તો કાંઈ નહીં ત્રીઠ જાણી નહિ, તે તણો શોચ હૃદયે જ ધરતો. વિ૦
અષ્ટ મહાસિદ્ધિતણી, રિદ્ધિ નવનિધિતણી, સંપત્તિમાં રહ્યો ભોગ માણી;
કામની કંથને હું દ્વારિકાં આવિયો, અમતણી ત્રીઠ તો નવ જાણી. વિ૦
બાલગોપાલ જે વાટ જોતાં હશે, તેહને જોઈ અમો શુંય કહેશું,
મિત્ર મોહનતણું હેત જ્યારે પૂછશે, કામિનીને ઉત્તર કેમ દેશું? વિ૦
એમ ચિંતા કરે નેત્રથી નીર ઝરે, કર્મની વાત મનમાંહી ધારી;
નરસૈનો નાથ તો અતિ ઘણો લોભિયો, પીતાંબરી પણ લીધી ઉતારી! વિ૦

૧૭૦

ધન્ય તું ધન્ય તું રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે ભોગ પહોંચાડિયાં, અજઅંબરીષથી અધિક કીધું. ધ૦
કનકને આસને મુજને બેસાડિયો, રુક્મિણી કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરી કરી હરિચરણ તળાંસિયા, ખટરસ ભોજન ખાંતે ખાતાં. ધ૦
બાલપણાતણો સ્નેહ નવ વિસારિયો, મિત્ર મોહનતણી પ્રીત સાચી,
હેતથી હળીમળી માન દીધું મને, રંક બેસાડિયો કનકમાંચી. ધ૦
ધન્ય ધન્ય કૃષ્ણજી સંતસેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત મણિભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા આંહીં લાવ્યો. ધ૦
કનકની ભૂમિ ને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે; -
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નીરખતાં કામ હીસે. ધ૦
સપ્ત નવ વરસની દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી,
સોળ શણગાર તે અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધ૦
સહસ્ર દાસી મળી દીસે વીંટી વળી, કામની કંથની પાસ આવી;
સ્વામી રે સ્વામી હું દાસી છુ તમતણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી. ધ૦
ગોમતી સ્નાન કરી કૃષ્ણજી નીરખિયા, પુણ્ય પ્રકટ થયું પાપ નાઠું;
તે થકી સમૃદ્ધિ આ સકલ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું. ધ૦

કૃષ્ણ કહેતા તે, નિજ ધામ પધારિયા, નવલ જોબન થયાં નર ને નારી;
વિનતિ ઉચ્ચારતાં, રજની વીતી ગઈ, નરસૈના સ્વામીની પ્રીત ભારી. ધં૦

૧૯૧
[ રાગ કેદારો ]

મારો વાલોજી રાગ મુકાવીને આવ્યા, મહેતો ખત વાંચીને ખુંખારે;
નાચે ખૂંદે ને તાલ વજાડે, મારો વાલોજી નવ વિસારે. મારો૦
મધુરે સ્વરે કેદારો ગાયો, મારો ગોરિયો ગમાણે આવ્યો રે;
ઠમઠ ઘૂઘરી નેપૂર વાજે, મારો રાગ કેદારો મુકાવ્યો રે. મારો૦
પ્રગટ થાઓ પાતળિયા સભામાં, મુજને આપો હાર રે;
આવો છબીડા સાઈખું દીજે, શાને લગાડો વાર રે? મારો૦
મલપતા મંદિરમાં આવો, મે જાણ્યા દીનદયાળ રે;
સભા સર્વ દેખતાં કાનુડા, મારી કંઠે આરોપો માળ રે. મારો૦
એમ કહી ખત મસ્તક મૂક્યું, સખીઓ થાઓ સાવધાન રે;
જયકાર બોલે નરસૈયો, સર્વ સખીઓ કરે ગાન રે. મારો૦

૧૯૨

ભાંગ્ય ભોગળ શામળિયા સાથી, વેલડા મુકાવોને ગોવાળા રે. (ટેક)
આહીરને આવડો શો અટકે? આપો મોગરાની માળા રે. ભાંગ્ય૦
હવે ગાળ નહીં દઉં ગોવિંદજી, ક્ષમા કરો અપરાધ રે;
શિવ વિરંચિ તારો પાર ન જાણે, તેશું કર્યો મેં વાદ રે. ભાંગ્ય૦
શુક સનકાદિક ધ્યાન ધરે છે, તે તું નંદકુમાર રે;
લક્ષ્મીવર મેં કહ્યો તુજને, લંપટ વારંવાર રે. ભાંગ્ય૦
સેવકજન બોલ્યા સામું, જોઈએ નહીં જદુનાથ રે;
અવગુણ ભરિયો પણ છું તારો, હેતે ઝાલો હાથ રે. ભાંગ્ય૦
શુદ્ધ બુદ્ધ લજ્જા પ્રેમીજનમાં, નવ રહે લગાર રે;
પ્રેમવચનમાં 'જે બોલાયું, વિઠ્ઠલ વારંવાર રે. ભાંગ્ય૦
ગુણસાગર છો શ્રીગિરિધારી, બાનાની' પત રાખો રે;
મહેર કરી મહારાજા મુજ પર, દાસને દરશન દાખો રે. ભાંગ્ય૦
આવો આલિંગ દીજે આરા વા'લા, 'સુંદર મુખડું નિહાળું' રે;
ભણે નરસૈયો 'રજની વીતી, થયું ત્રિલોકમાં અજવાળું' રે. ભાંગ્ય૦

૧૭૩

જાગ્ય જાગ્ય રે જદુપતિ રજની વિહાણી; (ટેક)
મંડળિક સુજને બહુ બિવડાવે, જીવન હયો જાણી. જાગ્ય૦
અરુણ ઉદયની વેળા થઈ છે, હરણી તો આથમી;
દીપક જોયો ઝાંખી થઈ છે, કહું મસ્તક નામી. જાગ્ય૦
વલોણાં વાજે ને ઘંટી ગાજે, પ્રેમદા ભરે પાણી;
કેશવજી તમે કેમ નવ આવ્યા? કોણે બાંધ્યા તાણી? જાગ્ય૦
મુચકુંદ ને કુંભકરણ જીત્યા, તેવી ઊંઘ તને આવી;
આળસુ કેમ બન્યા અલબેલા, શું બેઠા રિસાવી? જાગ્ય૦
દીનબંધુ છો દામોદરજી, હાર હરિ આપો;
ભણે નરસૈયો નાથજી, મારાં કષ્ટ તમે કાપો. જાગ્ય૦

૧૭૪

ખત વાંચતાં હું ખોંખાર્યો, તેની તમને ચડી છે રીસ રે; (ટેક)
સેવકના અપરાધ જ સામું, શું જુઓ જગદીશ રે? ખત૦
શ્રીપતિ સહાય કરો સેવકની, વેળા થઈ છે ઝાઝી રે;
મોગરાની માળા લઈને પધારો, મહેતાજી થાયે રાજી રે. ખત૦
ઊઠો ઊઠો હરિ થયું અજવાળું, ખોટી ન થાઓ પળ એક રે;
પ્રીતમજી પ્રેમેથી ભેટું, મૂકી દો હરિ ટેક રે. ખત૦
એવું સુણી ઊઠ્યા અલબેલો, થયો ત્યાં બહુ કડાકો રે;
જાણે મેઘ ગાજ્યો આષાઢો, એવો થયો ભડાકો રે. ખત૦
મોહનજી કહે સુણો મહેતાજી, અંતર નથી તમ સાથે રે;
પ્રીત કરી તુજને પે'રાવું, હાર હું મારે હાથ રે. ખત૦
તુજ વિના મહારે નવ ચાલે, હું પૂરું તારી આશ રે;
એમ કથીને બને ભેટ્યા, નરસૈં ને અવિનાશ રે. ખત૦

૧૭૫

શ્રીદામોદર દયા કરીને, નરસૈયા નાગરનો રાખ્યો રંગ. (ટેક)
સર્વ સેવકના સુખને કારણ, રાય મંડળિક કીધો માનભંગ. શ્રી૦
કો કહે કામી ને કો કપટી, પણ સેવકને તમારી આશ;
રાખી લાજ સભામાં સાચી, દુરજન સઘળા કીધા નિરાશ. શ્રી૦

કળિયુગમાંહી પ્રત્યક્ષ દીઠું, નરસૈયે જિતાડ્યો હોડ;
કાને કુંડળ ઘાલ્યાં મહેતાને, પીતાંબર આપ્યું કટિ છોડ. શ્રી૦
એણે જાતજાતે કાંઈ ન જાણ્યું, વૈષ્ણવ સાથે લીધો વાદ;
પ્રજાજનો સહુ એણી પેરે કહે છે, ઉતાર્યો હરિ એનો નાદ. શ્રી૦
જયજયકાર હવો સોરઠમાં, મહેતાને આપ્યો હાર જ હરિ;
મંડળિક રાયનો મમત હરીને, નરસૈયા નાગરની રક્ષા કરી. શ્રી૦

૧૯૬

હું વાણોતર તારો શામળિયા, હું વાણોતર તારો. (ટેક)
આ કળિજુગમાં પેઠી તમારી, ન રહે કાંઈ ઉધારો. હું૦
નરસૈયાના સ્વામીને કહેજો, હુંડી મારી સ્વીકારો. હું૦

૧૯૭

મહેતાજી અમે માધવજીના, મહિનો આપે આગળથી;
રામકૃષ્ણ ગોવિંદ ગુણ ગાઈએ, કર્મ કપાયે કાગળથી.
હળીમળીએ ઘડીએ ઘડીએ, છેલછબીલા છોગળથી;
નરસૈયાનો સ્વામી સમરથ, ભવભય ભાંગે ભોગળથી.

૧૯૮

દોષ દરિયાવ છે, ભક્તિમાં ભાવ છે;
રંક ને રાવ એ વંદું હું સૌ.
કવિ કે કોવિદ નથી, ભક્ત અનુભવી નથી;
વાત કંઈ નવી નથી શું લખું બહુ?
વાસ વસવા નથી, સાધનો પાસ નથી;
દાસ પ્રભુનો થઈ ધ્યાન ધરવું.
નાગર વટ નથી, કાંઈ ખટપટ નથી;
એક ધરી હઠ હરિ–ગાન કરવું.
હરકતો સૌ સુણી, કાવ્ય જોજો ભણી;
મતિ સૌ સૌ તણી જોડી ગાયું.
નરસૈયા અનાથને સનાથ નાથે કર્યો;
સાહ્યો મુજ હાથ દુઃખ સૌ ખોવાયું.

૧૯૯

[ નરસિંહ મહેતાની હૂંડી ]

મારી હૂંડી સ્વીકારો મહારાજ રે, શામળા ગિરધારી;
મારી હૂંડી શામળિયાને હાથ રે, શામળા ગિરધારી.
રાણાજીએ રઢ કરી, વળી મીરાં કેરે કાજ;
ઝેરના પ્યાલા મોકલ્યા રે, વહાલો ઝેરના જારણહાર રે.
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦
સ્થંભ થકી પ્રભુ પ્રગટિયા, વળી ધરિયાં નરસિંહ રૂપ;
પ્રહ્લાદને ઉગારિયો રે, વહાલે માર્યો હરણાકંસ ભૂપ રે.
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦
ગજને વહાલે ઉગારિયો, વળી સુદામાની ભાંગી ભૂખ,
દોહલી વેળાના મારા વાલમા રે, તમે ભક્તોને ઘણાં આપ્યાં સુખ રે.
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦
પાંડવની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીનાં પૂર્યાં ચીર,
નરસિંહ મહેતાની હૂંડી સ્વીકારજો રે, તમે સુભદ્રાબાઈના વીર રે.
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦
ચાર જણા તીરથવાસી ને વળી રૂપિયા છે સો સાત;
વહેલા પધારજો દ્વારિકા રે, એને ગોમતી ન્હાયાની ઘણી ખાંત રે.
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦
રહેવાને નથી ઝૂંપડું, વળી જમવા નથી જુવાર;
બેટાબેટી વળાવિયાં રે, મેં તો વળાવી ઘર કેરી નાર રે.
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦
ગરથ મારું ગોપીચંદન, વળી તુલસી હેમનો હાર,
સાચું નાણું મારે શામળો રે, મારે દોલતમાં ઝાંઝપખાજ રે.
શામળો ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦
તીરથવાસી સૌ ચાલિયા, વળી આવ્યા નગરની માંહે;
આ શહેરમાં એવું કોણ છે રે, જેનું શામળશા શેઠ એવું નામ રે.
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦

નથી બ્રાહ્મણ નથી વાણિયો, નથી ચારણ નથી ભાટ;
લોક કરે છે ઠેકડી રે, નથી શામળશા શેઠ એવું નામ રે.
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦
તીરથવાસી સૌ ચાલિયા, વળી આવ્યા નગરની બહાર;
વેશ લીધો વણિકનો રે, મારું શામળશા શેઠ એવું નામ રે.
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦
હૂંડી લાવો હાથમાં, વળી આપું પૂરા દામ;
રૂપિયા આપું રોકડા રે, મારું શામળશા શેઠ એવું નામ રે.
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦
હૂંડી સ્વીકારી વહાલે શામળે, વળી અરજે કીધાં કામ;
મહેતાજી ફરી લખજો રે, મુજ વાણોતર સરખાં કામ રે.
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો૦

૧૮૦

ભજનનો વેપાર, હરિ તારા નામનો આધાર;
બેડલો પ્રભુ ઉતારે ભવપાર, કર મન ભજનનો વેપારજી. (ટેક)
પ્રથમ સમરું ગણપતિ, સરસ્વતીને લાગું પાયજી;
દેવના ગુરુદેવને સમરું, (૨) જ્ઞાની જ્ઞાન બતાય. કર મન૦
હાડ જલે જેમ લાકડાં, અને બાલ જલે જેમે ઘાસજી;
કંચનવરણી કાયા જલશે, (૨) કોઈ ન આવે પાસ. કર મન૦
શેરી લગણ તો સુંદરી, ઝાંપા લગણ માબાપજી;
તીરથ સુધી બંધવો ભાઈ, (૨.) ખોરીને બાળે હાડ. કર મન૦
માતા તારી જનમ રોશે, બેની બારે માસજી;
તેર દિવસ તારી ત્રિયા રોશે, (૨) જાશે ઘરની બહાર. કર મન૦
જ્યાં સરોવરનીર ભરિયાં, પ્રથમ ન બાંધી પાળજી;
નીર સઘળાં વહી જાશે, (૨) પાછળથી પસ્તાય. કર મન૦
મારું મારું મિથ્યા જાણો, જૂઠો જગવહેવારજી;
નરસૈયાના નાથને ભજી લે, (૨) ઉતારે ભવપાર. કર મન૦

૧૮૧

શું રે કરું શામળા લજ્યા મોરી રાખો રે, પૂર્વની પ્રીત બંધાણી રે જી. (ટેક)
રતનબાઈનાં વહાલે રૂપ ધરીને, (૨) પાયાં મહેતાજીને પાણી રે જી. શું૦

શામળશાની જ્યારે સગાઈ કરાવી ત્યારે, માંડવે કોઈ નવ આવ્યા રે જી;
જનૈયા થઈને વહેલા આવો જગજીવન, (૨) લાજ મહેતાજીની રાખો રે જી.
વડી રે વેવાણે જ્યારે નરસિંહ વગોવ્યો ત્યારે, ન્યાતમાં નમેરા કહેવાણા રે જી;
ચઈતર સુદી ને બારસ બુધી, (૨) ગિરધરે મેહુલા વરસાવ્યા રે જી. શું૦
કુંવરબાઈનાં જ્યારે મામેરાં પૂર્યાં ત્યારે, દોશીડા થઈને વહેલા આવો રે જી;
નાગરી ન્યાતની સભા મળી છે, (૨) રેશમની ગાંઠડી છોડાવો રે જી. શું૦
રાજા રે કૂડા એની પ્રજા રે કૂડી ને કુડિયા દોહિલા કહેવાણા રે જી;
દોય કર જોડી મહેતા નરસિંહ બોલ્યા, (૨) હાર હૈયાનો હરિ આપો રે જી. શું૦

૧૮૨

મારા ઠાકોર દામોદરે, મારી સાર કરી સાંભળી રે; (ટેક)
વૈકુંઠથી વેગે આવીને, આપ્યો હાર, ઉતારી રે. મારા૦
ભક્તજનને વ્હાલે લાડ લડાવ્યાં, સદાય છે સુખકારી રે;
અનેક ભક્ત, આગે ઓધાર્યા, કૃપા કરી મુરારિ રે. મારા૦
નૃપતિ નિત્ય દાન દેતો સુવર્ણનું, નહાતો ગંગાનીર રે;
પણ વૈષ્ણવથી દ્વેષ જ કરતો, તેથી પામ્યો કલંક શરીર રે. મારા૦
શુકસનકાદિક મુનિવર નારદ, નિગમ ચતુરમુખ ગાય રે;
હનુમાન સરખા તાલ ધરે તોય, હરિગુણ કોણે ન ગણાય રે. મારા૦

મૂરખ મૂઢ હીંડે રડવડતો, નવ જાણે હરિનો મર્મ રે;
સ્મરણ કરતાં તરત જ આવે, પરિપૂરણ પરબ્રહ્મ રે. શ્રી૦
છેલછબીલો ને છોગાળો, નિત્ય નિત્ય તેને ભજિયે રે;
મંડળિકનું માન ઉતાર્યું જેણે, કહો કેમ તેને તજિયે રે. શ્રી૦
સુખદાતાની પૂર્ણ કૃપાથી, અવિચળ પદ હું પામ્યો રે;
નરસૈયાના સ્વામીને જોતાં, ભવભય સઘળો વામ્યો રે. શ્રી૦

૧૮૪

[ રાગ લલિત ]

વહાલાના ગુણ શા શા કહું રે ? અવસરે આવીને રાખે લાજ; (ટેક,
પતિતપાવન હરિ નામ તમારું, પ્રગટ થાઓ છો ભક્તને કાજ. વ૦
કૃપા કરી મુંને હાર જ આપ્યો, મંડળિક રાય થયો માનભંગ;
સભા સઘળી આશ્ચર્ય પામી, કૃપા તમારી પરમાનંદ. વ૦
સાચી પ્રીત કરે જે હરિશું, તેના મનના પૂરે કોડ;
કૃપા કરી તમે નરસૈયાને, ભક્તવત્સલ પ્રભુ શ્રીરણછોડ. વ૦

૧૮૫

[ રાગ દેશાખ ]

કર જોડી દાસ વીનવે, હું સંતકૃપાએ સુખ પામ્યો રે;
ભક્તના ચર્ણરેણુકાએ નરસૈયો, સકળ વેદના વામ્યો રે. કર૦
અલ્પબુદ્ધિ અજ્ઞાની હતો હું, દેખાદેખી ચાલ્યો રે;
સાધુસમાગમ નિશદિન કરતાં, હરજીએ હાથ જ ઝાલ્યો રે. કર૦
પ્રજાજન સહુ ચરણે નમિયા, નગરતણા જે વાસી રે;
ભણે નરસૈયો શ્રીહરિ સેવો, ટળશે ભવદુઃખ ફાંસી રે. કર૦

૧૮૬

[ રાગ આશાવરી ]

ઓળંભો અકળ નહિ જાય મારો વા'લો, ઓળંભો શ્રીગોકુળરાય રે;
કૃપાસાગરે કૃપા કરીને, કીધી મહારી સહાય રે. ઓ૦
ઓળંભો ધ્રુવ પ્રહ્‌લાદ વિભીષણ, અંમરીખ ને હનુમાન રે;
અક્રૂર ઓધવ વિપ્ર સુદામો વિદુર ભક્ત વરદાન રે. ઓ૦
ઓળંભો વેગે દ્રુપદતનયા, ચરણે અહલ્યા તારી રે;
કુબ્જાનું ચંદન માગી લીધું, ગોકુળ રાખ્યું મોરારિ રે. ઓ૦

ઓળંભો વેગે વ્રજવનિતા, તારણ તરણ ગિરિધારી રે;
ઓળંભો પ્રીત કરી જે ભક્તે, લીલા કુંજવિહારી રે. ઓ૦
સાંદીપનિને સુત આણી આપ્યો, વેદ વદે એમ સાચું રે;
મારા ઠાકોર એ જ દામોદર, અહોનિશ એને જાચું રે. ઓ૦
ભક્તવત્સલ સદા હરિદાતા, દીનોનાથ કહાવે રે;
નરસૈયાના સ્વામીને સમરતાં, પુનઃ જિન્મ ન આવે રે. ઓ૦

૧૮૭

[ રાગ દેશાખ ]

નીરખી લોક નગરના હરખ્યા, ધન્ય ધન્ય મહેતાનો અવતાર રે; (ટેક)
મહીપતિ આવી ચરણે લાગ્યો, કરે હરખ ઓચ્છવ નરનાર રે. ની૦
અમે અબુધ મૂરખ અજ્ઞાની, ખોટી કહી વૈષ્ણવની વાત રે;
સ્વામી સેવકમાં ભિન્ન ન હોયે, શ્રુતિ સ્મૃતિ બોલે ખ્યાત રે. ની૦
છબીલાજીના વા'લા જે જન, તે સાથે ન કરવો દ્વેષ રે;
સાચું પાસું શામળિયાનું નિશ્ચે, લખ્યો મટે નહીં લેખ રે. ની૦
દુરિજન સઘળા દુઃખ જ પામ્યા, જેણે કીધાં કૂડાં કર્મ રે;
કે' નરસૈયો તમે સુકૃત કરો સૌ, શ્રીધરણીધર રાખે ધર્મ રે. ની૦

૧૮૮

[ પ્રભાત ]

ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરિ, નરસૈયા તું મારો ભક્ત સાચો;
મેલી પુરષપણું સખીરૂપે થઈ રહ્યો, તાહરા પ્રેમથી હું રે રાચ્યો. ધ૦
તુજમાં ને મુજમાં ભેદ નહિ નાગરા, માન્ય તું માહરી વેદવાણી;
હજી રે એને તને પ્રતીતિ ન ઊપજે, માગતાં મોકલ્યું ટાઢું પાણી. ધ૦
મામેરું કીધું તે કેમ ગયો વીસરી ? હાર આપ્યો તે પ્રત્યક્ષ ભૂપ;
ચૌદ ભુવનમાં તુજ સમો કો નહીં, માહરું તાહરું એકરૂપ. ધ૦
તાહરો અક્ષર ગાય ને સાંભળે, તે કુળ સહિત પવિત્ર થાયે;
ભણે નરસૈયો મીઠું બોલી શું રીઝવો, કર જોડી કૃષ્ણજી સમ ખાયે. ધ૦

★

'સસ્તું સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# સંસ્થાનાં ઉપયોગી પ્રકાશનો

## धर्मग्रंथो

| | |
|---|---|
| મહાભારત-ભાષાંતર (સાત ગ્રંથોમાં) | ૫૨-૦ |
| શ્રીશિવમહાપુરાણ ૧-૨, | ૧૨-૦ |
| તુલસીકૃત રામાયણ ૧-૨, | ૧૦-૦ |
| વાલ્મીકિ રામાયણ ૧-૨, | ૧૧-૦ |
| શ્રીમદ્ ભાગવત ૧-૨, | ૧૦-૦ |
| ભગવતી (દેવી) ભાગવત | ૬-૦ |
| ગિરધરકૃત રામાયણ ... | ૪-૮ |
| શાંતિપર્વ મહાભારતનું ... | ૮-૮ |
| વિષ્ણુપુરાણ ... .. | ૪-૦ |
| એકનાથી ભાગવત-એકાદશ સ્કંધ-ભાગવતનો ... | ૫-૦ |
| શ્રીરામચરિતમાનસ-મૂળ .. | ૨-૦ |
| એકાદશ સ્કંધ-ભાગવતનો | ૨-૮ |

## भगवद्गीताओ

| | |
|---|---|
| ભગવદ્ગીતા-પુરુષાર્થબોધિની-બે ગ્રંથો ... | ૧૨-૮ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા શાંકરભાષ્ય | ૪-૦ |
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા | ૪-૮ |
| ભગવદ્ગીતા-નીલકંઠી ... | ૩-૦ |
| પંચરત્નગીતા-ભાષાંતર સાથે, | ૨-૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા(મોટા અક્ષરો) | ૦-૧૨ |
| જ્ઞાનંસત્રગીતા ... ... | ૧-૪ |
| પંચરત્નગીતા-મૂળમૂળ ... | ૦-૮ |
| ગીતાસાર ... .. | ૦-૪ |
| ગીતાપોથી ... ... | ૦-૬ |
| ગીતાસંકલન .. ... | ૦-૩ |
| ઉત્તરગીતા ... .. | ૦-૬ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા અ. ૧૦ ૧૫ | ૦-૩ |

## श्रीमद् शंकराचार्यना तत्त्वज्ञानना ग्रंथो

- મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો ૧–૦
- શતશ્લોકી ને બીજાં ચાર રત્નો ૦–૧૨
- સ્તોત્રસંગ્રહ ... ... ૦–૧૦
- સર્વવેદાંત-સિદ્ધાંતસારસંગ્રહ ૧–૪
- વિવેકચૂડામણિ ... ... ૦–૧૨
- હસ્તામલકસ્તોત્ર ને વાક્યસુધા ૦–૨
- પ્રશ્નોત્તરમાળા અને જીવન્મુક્ત આનંદલહરી ... ૦–૩

## सांप्रदायिक पुस्तको

- વચનામૃત (સ્વામી સહજાનંદ) ૫–૦
- જપજી ... ... ૦–૧૦
- શિક્ષાપત્રી ... ... ૦–૬

## उपनिषदो

- એકાદશ ઉપનિષદ ... ૩–૦
- બૃહદારણ્યક ઉપનિષદ ... ૨–૦
- મો ઉપનિષદો ... ... ૫–૦
- તૈત્તિરીય ઉપનિષદ ... ૦–૩

## धर्मकथा–प्रार्थना

- એકાદશી માહાત્મ્ય ... ૧–૮
- શ્રી ચંડીપાઠ ... ... ૧–૪
- જપ અને નામસ્મરણ ... ૧–૦
- નિત્યપાઠ... ... ... ૦–૧૨
- સત્યનારાયણની કથા ... ૦–૧૦
- તુલસીસતસઈ ... ... ૧–૮
- અવધૂતગીતા ... ... ૧–૪
- અષ્ટાવક્રગીતા ... ... ૦–૮
- તુકારામગાથા (બે ગ્રંથો) ... ૬–૦
- શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (૨)... ૨–૦
- શ્રીવિષ્ણુસહસ્રનામ ... ૦–૪
- ગજેન્દ્રમોક્ષ ... ... ૦–૬
- ભગવત્પ્રસાદ ... ... ૦–૪
- શિવમહિમ્ન સ્તોત્ર ... ૦–૮
- કણ્ઠાભરણમ્ ... ... ૦–૩
- બસીમાં ભગવાને શું ગાયું ? ૦–૩
- મણિરત્નમાળા ... ૦–૧॥
- નારદનાં ભક્તિસૂત્રો ... ૦–૩
- સુબોધરત્નાકર ... ... ૧–૮
- દૃષ્ટાંતશતક ... ... ૧–૪
- પરમહંસ શ્રીરામકૃષ્ણદેવનાં

## स्व० पढियारनां पुस्तको

| | | | |
|---|---|---|---|
| સ્વર્ગની કૂંચી ... | ... ૨–૦ | સ્વર્ગનો આનંદ... | ... ૨–૦ |
| સ્વર્ગનો ખજાનો | ... ૨–૦ | સ્વર્ગની સીડી ... | ... ૨–૦ |
| સ્વર્ગનો પ્રકાશ ... | ... ૨–૦ | સાચું સ્વર્ગ ... | ... ૨–૦ |

## वेदांत–तत्त्वज्ञान

| | | | |
|---|---|---|---|
| યોગવાસિષ્ઠ મહારામાયણ | ૧૪–૦ | વિચારસૂર્યોદય ... | ... ૦–૪ |
| પક્ષપાતરહિત અનુભવપ્રકાશ | ૫–૦ | ગીતાંજલિ ... | ... ૦–૬ |
| પંચદશી ... | ... ૪–૮ | પાંડવગીતા ... | ... ૦–૪ |
| ધર્મજ્યોતિ ... | ... ૧–૮ | રામકૃષ્ણ વાર્તાલાપ ભા. ૧ | ૦–૮ |
| વેદાંત–રસબિંદુ ... | ... ૦–૧૨ | ઉચ્ચ જીવન ... | ... ૦–૪ |
| મનુષ્યધર્મ ... | ... ૨–૦ | વિચારમાળા ... | ... ૦–૮ |
| બળવાન બનો ... | ... ૦–૧૨ | સત્સંગમાળા ... | ... ૦–૬ |
| સનાતન ધર્મ ... | ... ૧–૦ | યોગવાસિષ્ઠનાં સૂત્રો | ... ૦–૪ |
| શ્રી વેદાંતમાર્તંડદર્શિની ... | ૧–૮ | તંત્રની સાધના | ... ૦–૪ |
| મહાવાક્યરત્નાવલી | ... ૦–૧૨ | જ્ઞાનેશ્વર ને ચાંગદેવ | ... ૦–૬ |
| વિચારસાગર ... | ... ૩–૦ | પ્રવાસી ... | ... ૦–૬ |
| વિચારસાગર (પદ્ય) | ... ૦–૬ | પુરોગામી ... | ... ૦–૪ |
| સૂર્યકાંત ... | ... ૨–૦ | જીવન્મુક્તિવિવેક ... | ... ૧–૪ |
| આત્મસાક્ષાત્કારની કસોટી | ૧–૪ | પંચીકરણ ... | ... ૨–૦ |
| સમાધિશતક ... | ... ૦–૮ | સ્વરૂપવિચાર ... | ... ૦–૧૦ |
| સ્વપ્નાં ... | ... ૦–૮ | પાતંજલ યોગસૂત્ર | ... ૧–૦ |
| જ્ઞાન–લહરી ... | ... ૦–૮ | ઉપદેશસારસંગ્રહ ... | ... ૧–૮ |
| લઘુયોગવાસિષ્ઠસાર | ... ૦–૬ | ભક્તિયોગ (૮મો) | ... ૨–૦ |
| દૃગ્–દૃશ્યવિવેક ... | ... ૦–૨ | ધમ્મપદ ... ... | ... ૧–૦ |
| ધ્યાન અને જ્ઞાન | ... ૦–૩ | મોક્ષમાળા ... ... | ... ૧–૪ |